સ્વ. શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત

# બડીદીદી

અનુવાદક :

પ્રવીણચંદ્ર રૂપારેલ

બી એ. (Hons)

એન. એમ. ઠક્કરની કું.
બુકસેલર્સ : પબ્લિશર્સ
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ–૨

મારી બડીદીદી
દિવંગતા દેવકન્યાને–
–પ્રવીણ



# ૧

આ દુનિયામાં એક ખાસ પ્રકારના માણુસ હોય છે જેની સરખામણી ઘાસની તાપણી સાથે કરી શકાય. તેઓ ઝડપથી સળગી પણુ ઊઠે છે અને ઝડપથી ઓલવાઇ પણુ જાય છે. આવા લોકોનું ધ્યાન રાખવા હંમેશા એક અવા માણુસની જરૂર હોય છે જે તેમને માટે જરૂર પ્રમાણે ઘાસ ઉમેર્યા કરે.

ગૃહસ્થ-કન્યાઓ કોડિયાં તૈયાર કરી તેમાં તેલ અને વાટ મૂકતી વખતે સાથે સાથે એક સળી પણુ મૂકે છે. જે વખતે દીપકની જ્યોત મોગરો બાઝવાથી ઝાંખી થવા માંડે ત્યારે આ સળીની ખાસ જરૂર પડે છે,–વાટ સંકોરવા માટે જો એ ન હોય તો કોડિયામાં તેલ અને વાટ હોવા છતાં દીવો પ્રકાશ આપી ન શકે.

સુરેન્દ્રનાથની પ્રકૃતિ પણુ કંઈક આવા જ પ્રકારની હતી. તેનામાં બળ, બુદ્ધિ, વગેરે બધુંય હતું; છતાં તે કોઈપણુ કામ એકલે હાથે પૂરું કરી ન શકતો. જેટલા ઉત્સાહથી એ શરૂઆતનું કામ કરી શકતો, તેટલી જ આળસથી બાકીનું કામ રખડતું મૂકી ચુપચાપ બેસી રહી શકતો. આવે પ્રસંગે એકાદ એવા માણુસની જરૂર પડતી જે તેને ફરી પ્રવૃત્ત કરી દે.

સુરેન્દ્રના પિતા દૂર પશ્ચિમમાં વકીલાત કરતા. બંગાલ સાથે તેમનો કોઈ ખાસ સંબંધ રહ્યો ન હતો. પિતાની સાથે રહીને જ સુરેન્દ્રે વીસ વરસની ઉંમરમાં એમ. એ. ની પરીક્ષા પસાર કરી. આ પરીક્ષા પસાર કરવાનું કેટલુંક શ્રેય તેના પોતાના ગુણોને અને કેટલુંક શ્રેય તેની સાવકી માના ગુણોને હતું. તેની આ સાવકી મા એટલી ચીવટથી તેની પાછળ પડી રહેતી કે કેટલીક વાર તેને પોતાને પણુ પોતાની સ્વતંત્ર વ્યક્તિત્વના અસ્તિત્વની શંકા આવતી. સુરેન્દ્ર

નામનો કોઈ સ્વતંત્ર જીવાત્મા તો આ સંસારમાં કોઈ હતો જ નહિ. આ સાવકી માની ઇચ્છા જ જાણે કે માનવ સ્વરૂપ ધારણ કરી સૂવું, બેસવું, વાંચવું, લખવું, પરીક્ષાઓ પાસ કર્યા જવું વગેરે કામ કર્યા કરતી. આ સાવકી મા પોતાના સંતાન પ્રત્યે ઘણુંખરું ઉદાસીન રહેવા છતાં સુરેન્દ્રનું એટલું બધું ધ્યાન રાખતી કે જેની કોઈ વાત નહિ; એટલે સુધી કે સુરેન્દ્રની થૂંકવા જેવી સામાન્ય બાબત પણ તેના ખ્યાલ બહાર ન રહેતી. આ કર્તવ્યપરાયણ સ્ત્રીના શાસનમાં રહીને સુરેન્દ્ર આમ તો વાંચતો લખતો થયો, પરંતુ આત્મ-શ્રદ્ધા જેવું કંઇ કેળવી ન શકયો. પોતે કોઈ પણ કાર્ય સર્વાંગ સુંદર અને સંપૂર્ણપણે કરી શકે એ વાત તેના માન્યામાં જ ન આવી શકતી. તેને કયારે કઈ વસ્તુની જરૂર પડશે. ને કયારે શું કરવું પડશે તેનું ધ્યાન રાખવા પણ કોઈ માણસની જરૂર પડતી. કયારે ઊંઘ આવે છે કે કયારે ભૂખ લાગી છે એની ય એને ગતાગમ ન હતી. સમજણો થયો ત્યારથી આજ સુધીનાં પંદર વર્ષ તેણે આ ઓરમાન માના આશ્રયે કાઢયાં હતાં. આથી ઓરમાન માને એને માટે ઘણાં કામ કરવાં પડતાં. ચોવીસ કલાકમાં બાવીસ કલાક તિરસ્કાર, ઠપકા, ફરિયાદ, માર, મોં મચકોડવું ઈત્યાદિમાં જતા; એટલું જ નહિ પણ પરીક્ષાના એક વર્ષ પૂર્વથી જ તેને આખી રાત જાગતો રાખવા માટે તેને પોતાના નિદ્રાસુખનું પણ વિસર્જન કરવું પડતું. પોતાની શોકયના દીકરા માટે આટલું કોણ કરે! **મહોલ્લા** ના લોકો પણ એકી અવાજે **રાયગૃહિણી** ની પ્રસંસા કરતાં થાકતા નહિ. મનપૂર્વક સુરેન્દ્રની કાળજી રાખવામાં તેણે કદી ઉણપ રાખી નહોતી. પોતાના ઠપકા તિરસ્કારને પરિણામે જો કદી સુરેન્દ્રનાં આંખ મોં લાલ થઇ જતાં, તો રાયગૃહિણી તેને જ્વરનાં પૂરેપૂરાં ચિહ્ન સમજીને ત્રણ દિવસ માટે સાબુ ચોખાની કાંજીથી વ્યવસ્થા કરી નાખતી. માનસિક ઉન્નતિ અને શિક્ષા–દીક્ષા માટે તેની દૃષ્ટિ અધિક તીવ્ર રહેતી. સુરેન્દ્રના શરીર પર ચોખ્ખાં કે આધુનિક ઢબનાં વસ્ત્રો જોતાં જ તે નક્કી

સમજી લેતી કે સુરેન્દ્ર શોખીન થતો જાય છે, ને હવે 'બાબુ' બનીને રહેવા માગે છે; અને તે જ વખતે બે ત્રણ અઠવાડિયા માટે સુરેન્દ્રનાં કપડાં ધોબીને આપવાની મનાઈ કરવામાં આવતી.

આમ સુરેન્દ્રના દિવસો વીતતા ગયા. આવા સ્નેહપૂર્ણ અને કાળજીભર્યા જીવનમાં પણ કોઈવાર એને મનમાં થતું કે આ જીવન જીવવા યોગ્ય નથી. કોઈવાર વળી એમ પણ થતું કે પ્રાયઃ સૌનું પ્રારંભ–જીવન આવી જ રીતે પસાર થતું હશે હશે. આમ છતાં ઘણી વાર તેની પાછળ પડતાં અને તેના મગજમાં જાતજાતના ખ્યાલો ભરી જતાં.

એક એવા જ પ્રસંગે તેના એક મિત્રે તેને એવી સલાહ આપી કે તારા જેવો બુદ્ધિમાન છોકરો જો વિલાયત જાય તો ઘણીજ ઉન્નતિ સાધી શકે, અને સ્વદેશ પાછા ફર્યા પછી દેશવાસીઓનું ઘણું ભલું પણ કરી શકે. આ વાત સુરેન્દ્રના મગજમાં સારી પેઠે ઠસી ગઈ. વગડાના પંખી કરતાં પિંજરાનું પંખી પાંખો વધુ ફફડાવે છે. સુરેન્દ્રના મનઃચક્ષુ સામે એક સ્વચ્છંદ વાતાવરણ અને સ્વતંત્ર પ્રકાશભરી સૃષ્ટિ ખડી થવા લાગી. તેનો પરાધીન પ્રાણ ઉન્મત્ત દશામાં પિંજરાના પંખીની જેમ ફફડવા લાગ્યો. તેણે પિતા પાસે જઈ કોઈ પણ ઉપાયે પોતાને વિલાયત મોકલવાની વ્યવસ્થા કરવા વિનવ્યું. સાથે જ વિલાયત જવાથી પોતે કેટલો આગળ વધી શકશે તે પણ ઉમેર્યું. પિતાએ જવાબ આપ્યો: "હું જોઈશ." પરંતુ તેમની સાવકી માને આ વાત ન રુચિ. પિતા–પુત્રની વચ્ચે તે એક વંટોળની જેમ આવી ઊભી, અને એટલા જોરથી હસી કે એ બંને સ્તબ્ધ જ બની ગયા. તેણે કહ્યું:" તો પછી મને પણ સાથે જ વિલાયત મોકલવાની વ્યવસ્થા કરો; નહિ તો સુરેન્દ્રને સંભાળશે કોણ? જેને ક્યારે શું ખાવું કે ક્યારે શું પીવું તેનું પણ ભાન નથી, તેને તમે વિલાયત મોકલવા તૈયાર થયા છો? સુરેન્દ્રને વિલાયત મોકલવો અને ઘરના ઘોડાને વિલાયત મોકલવો, બંને સરખું છે; અરે, ઘોડા કે બેલને પણ એટલી તો સમજ હોય છે કે ક્યારે ભૂખ લાગે છે કે ક્યારે

ઊંઘ આવે છે. તમારો સુરેન્ તો એટલુંય નથી સમજતો." આટલું કહેતાં ફરીવાર તે જોરથી ખડખડાટ હસી.

ગૃહિણીને આટલું બધું હસતી જોઈને રાય મહાશય લજ્જિત થયા. સુરેન્દ્ર પણ સમજી ગયો કે આવી અપ્રતિહત યુક્તિ સામે બીજી કોઈ પણ પ્રકારની દલીલ નહિ ચાલી શકે. વિલાયત જવાની તેની આશા પર પાણી ફરી વળ્યું. તેના મિત્રને પણ આ વાત સાંભળીને ઘણું દુઃખ થયું. વિલાયત જવાનો બીજો કોઈ માર્ગ તો તે ન સૂચવી શકયો, પરંતુ એટલું કહ્યું કે "આવું પરાધીન જીવન જીવવા કરતાં ભીખ માગી પેટ ભરવું વધારે સારૂં; અને વળી જેણે આટલા માનપૂર્વક એમ. એ. ની પરીક્ષા પાસ કરી હોય તેને વળી પેટ ભરવા બાબતની ચિંતા શી?" સુરેન્દ્ર ઘેર આવી આ જ વાત વિચારતો રહ્યો. જેમ જેમ તે વધુ વિચારતો ગયો તેમ તેને મિત્રની વાતમાં રહેલા સત્યની વધુને વધુ પ્રતીતિ થતી ગઇ, આના કરતાં તો ભીખ માગવી સારી. બધાં કંઈ વિલાયત નથી જઈ શકતાં છતાં બધાં જ કંઈ જીવન અને મૃત્યુની વચ્ચે આવી અર્ધદગ્ધ પરિસ્થિતિમાં તો નથી જ જીવતાં.

એક મધરાતે તે ઘરથી નીકળી પડયો, અને કલકત્તાની ટિકિટ ખરીદી ગાડીમાં ચઢી બેઠો. ટપાલમાં તેણે પિતા પર એક પત્ર નાખી દીધો. લખ્યું: "કેટલાક વખત માટે હું ઘર છોડી રહ્યો છું. કૃપા કરી મને શોધવાનો વ્યર્થ પ્રયત્ન ન કરશો. કારણ કે કદાચ હું મળી પણ જાઉં, તો પણ મારી, ઘેર પાછા ફરવાની કોઈ સમ્ભાવના નથી."

રાયમહાશયે ગૃહિણીને આ પત્ર બતાવી કહ્યું: "સુરેન્દ્ર હવે તો મોટો થયો છે; ભણ્યો ગણ્યો છે. હવે તો તેને પાંખ આવી છે. હવે ઊડવા ન માંડે તો કયારે ઊડે?"

આમ છતાં તેમણે શોધખોળ તો કરી જ; કલકત્તામાં તેમનાં જેટલાં પરિચિત હતાં ને સૌને તેમણે પત્રો લખ્યાં. પણ પરિણામ શૂન્ય આવ્યું. કયાંય સુરેન્દ્રનો પત્તો ન ખાધો.

૨

કલકત્તાની ભરચક વસ્તીવાળી કોલાહલપૂર્ણ સડકો પર આવી સુરેન્દ્ર ગભરાવા લાગ્યો. ન તો અહીં તેને કોઇ ધમકાવનાર હતું કે ન તેની ઉપર દિનરાત શાસન ચલાવનાર કોઈ હતું. મોં પડી ગયેલું હોય તે તરફ ધ્યાન આપવાની કોઈને પડી નહોતી કે ચહેરો ઉદાસ કે ચિંતિત હોય તો તે તરફ લક્ષ આપવાની કોઇને ફુરસદેય નહોતી. અહીં તો પોતે જ પોતાનું ધ્યાન રાખવું પડતું. અહીં ભીખ પણ મળે છે, કોઇ દવા લાવનારું પણ મળી રહે છે અને રહેવા માટે ઠેકાણાની પણ વ્યવસ્થા થઈ રહે છે. પણ આ બધા માટે સ્વપ્રયત્ન જોઇએ. અહીં સ્વેચ્છાએ કોઇ આપણાં ખબર અંતર પૂછવા નથી આવતું.

અહીં આવ્યા પછી તેને સૌથી પહેલો પાઠ એ મળ્યો કે અહીં દરેક કામમાં પોતાનો પ્રયત્ન આવશ્યક છે; જવું આવવું, ખાવું-પીવું, રહેવા-સૂવાની જગા શોધવી, સૌ કંઈ સ્વપ્રયત્ન માગી લે છે. નિદ્રા તથા ભૂખમાં પણ કંઈ ભેદ છે તે તેણે અહીં આવી અનુભવ્યું.

ઘર છોડયે ઘણા દિવસ થઈ ગયા. આખો દિવસ મહોલ્લે મહોલ્લે રખડવાથી તેનું શરીર તદ્દન લેવાઈ ગયું; સાથે લાવેલા રૂપિયા પણ ખૂટવા માંડયા. કપડાં વગેરે પણ મેલાં અને જીર્ણ થઇ ગયાં. રાત્રે પડી રહેવાના સ્થાનના પણ કંઇ ઠેકાણા ન રહ્યાં. સુરેન્દ્રની આંખોમાં આંસુ ઉભરાઇ આવ્યાં. ઘેર પત્ર લખવાની ઈચ્છા થઇ આવતી પણ શરમને લઈને તે એમ ન કરી શકતો; તેમાંયે જ્યારે તેની સાવકી માની સ્નેહ-કઠિન મુખમુદ્રા તેની નજર સામે આવતી ત્યારે તો ઘેર જવાની તેની ઇચ્છા કેવળ આકાશકુસુમવત્ બની જતી. એક દિવસ પોતે પણ એ ઘેર હતો એ વાતના ખ્યાલ માત્રથી તે ત્રાસી ઉઠતો.

એક દિવસ તેણે પોતાના જેવા જ એક દરિદ્રીને પાસે બેઠેલો જોઇ પૂછ્યું; "ભાઈ, તમે લોકો અહીં તમારૂં પેટ શી રીતે ભરો છો?" પેલો માણસ પણ બેવકૂફ જ હતો–ન હોત તો સુરેન્દ્રની ઠેકડી જ ઉડાવત. તેણે કહ્યું;

"નોકરી કરીને કમાઇ ખાઉં છું. કલકત્તામાં કયાં રોજીની ખોટ છે?"

સુરેન્દ્રે પૂછ્યું: "મને કોઈ નોકરી અપાવી શકશો?" પેલાએ પૂછ્યું: "તમને કંઈ કામકાજ આવડે છે?" સુરેન્દ્રને કંઇ જ નહોતું આવડતું એટલે ચુપચાપ વિચારવા લાગ્યો.

"કોઇ સારા કુટુમ્બના લાગો છો?" સુરેન્દ્રે માત્ર માથું હલાવ્યું.

"તો ભણ્યા કેમ નહિ?"

"ભણ્યો છું."

પેલા માણસે થોડો વિચાર કરી કહ્યું; "આ સામેના મોટા મકાનમાં જાઓ. તેમાં એક મોટા જમીનદર રહે છે. તેઓ તમારે કંઇને કંઇ વ્યવસ્થા કરી આપશે." આમ કહી તે ચાલ્યો ગયો.

સુરેન્દ્ર દરવાજા સુધી પહોંચ્યો. થોડીવાર તો અટકીને ઊભો રહ્યો. પછી પાછો ફર્યો. ફરી એકવાર દરવાજા પાસે આવી વળી પાછો ફર્યો. તે દિવસે કંઇ ન થઇ શક્યું. બીજે દિવસ પણ એમ ગયો. બે દિવસમાં હિંમત એકઠી કરી. આખરે ત્રીજે દિવસે તેણે અંદર પ્રવેશ કર્યો. સામે જ એક નોકર દેખાયો. તેણે પૂછ્યું;

"કોનું કામ છે?"

"હું—સાહેબને......"

"સાહેબ ઘરમાં નથી." સુરેન્દ્રના ચહેરા પર આનંદ ઊભરાઈ આવ્યો. જાણે એ કોઈ એક મોટી બલામાંથી માંડ છૂટયો ન હોય. સાહેબ ઘેર નથી. નોકરીની વાત–દુઃખ વિપત્‌ની રામકહાણી કહેવામાંથી બચી ગયો. તેણે છુટકારાનો દમ મૂકયો. બમણા ઉત્સાહથી

તે પાછો ફર્યો અને એક દુકાને જઈ પેટભરીને ખાધું. થોડીવાર પ્રસન્ન મને તે આમ તેમ ફર્યો. મનમાં જ તે વિચારવા લાગ્યો કે કાલ હવે કેવી રીતે વાતચીત કરવી, જેથી જલદી ઠેકાણે પડી જવાય.

પણ બીજે દિવસે એ ઉત્સાહ ન રહ્યો. જેમ જેમ તે મકાનની નજીક આવતો ગયો તેમતેમ તેની પાછા જવાની ઇચ્છા પ્રબળ બનતી ગઇ દરવાજા સુધી પહોંચતાં તો તેનો બધોય ઉત્સાહ ઓસરી ગયો. તેના પગ પાછા પડવા લાગ્યા. પોતે પોતાના જ કોઇ સ્વાર્થને માટે અહીં આવ્યો છે એવું કંઇ તેને લાગતું જ ન હતું. કોઇએ તેને પરાણે જ ધકેલી દીધો હોય એવું તે અનુભવવા લાગ્યો. આમ દરવાજા પર જ ઊભા રહી ઉમેદવારી કરવાથી કંઈ વળશે નહિ એ વિચાર તેણે અંદર પ્રવેશ કર્યો. પેલો નોકર તેની નજરે પડયો. તેણે કહ્યું; " બાબુ સાહેબ ઘરમાં જ છે. તમારે મળવું છે ને?"

"હા."

"ચાલો ત્યારે"

હવે તો સુરેન્દ્ર સપડાયો. જમીનદાર સાહેબનું મકાન તો એક મોટો મહેલ જ હતો. રાચરચીલું બધું તદ્દન અંગ્રેજી ઢબ પ્રમાણે ગોઠવવામાં આવ્યું હતું. ઓરડાઓની પરંપરા, આરસની પગથીઓ, દરેક ઓરડામાં ઝુમ્મરો અને તેમની ઉપર લાલ કપડાના ગલેફ; દીવાલો પર મોટા મોટા અરીસા તેમજ કેટલાયે ચિત્રો અને ફોટોગ્રાફો લટકતા હતા. આ બધું સુરેન્દ્ર જોતો ગયો. આ બધો વૈભવ બીજા કોઈને અંજાવવા માટે પૂરતો હતો. પરંતુ સુરેન્દ્રને માટે આ કંઇ નવું ન હતું. તેના પિતાનું ઘર પણ કંઇ ગરીબનું ઝૂપડું તો નહોતું જ. તેણે પણ આવો વૈભવ ભોગવ્યો હતો. સુરેન્દ્રના મનમાં અત્યારે એક જ વિચાર ઘોળાયા કરતો હતો કે જે માણસને મળવા અને નોકરી માટે આજીજી કરવા તે જઈ રહ્યો હતો તે માણસ તેને કેવા પ્રકારના પ્રશ્નો પૂછશે અને પોતે તેના જવાબમાં શું શું કહી શકશે.

તે કંઈ પણ નક્કી કરી શકે તે પહેલાં તો તે મકાન માલિક સામે આવી પહોંચ્યો. તેમણે સુરેન્દ્રને પૂછ્યું: "શું કામ છે?"

આજ ત્રણ દિવસથી સુરેન્દ્ર પણ એજ પ્રશ્નનો જવાબ વિચારી રહ્યો હતો. પણ આજ તે સૌ કંઈ ભૂલી ગયો બોલ્યો: "હું...હું..." વ્રજરાજ લાહિડી પૂર્વ બંગાલના જમીનદાર હતા. તેમના માથાના થોડા વાળ પણ ધોળા થવા માંડયા હતા, અને તે પણ અસમય નહોતા. તેમની ઉંમર વાળ પાકવા જેટલી થઇ ચૂકી હતી. મોટા માણસ એટલે સુરેન્દ્રની હાલત એમણે તરત પારખી લીધી. પૂછ્યું: "તમારે શું જોઈએ છે?"

"મારે...મારે...એકાદ..."

"શું?"

"નોકરી—"

વ્રજબાબુના મોં પર સ્મિત છવાયું; કહ્યું: "તમને કોણે કહ્યું કે હું તમને નોકરી આપી શકીશ?"

"રસ્તે મેં એક માણસને પૂછ્યું અને તેણે આપ વિશે..."

"બહુ સારૂં, તમારૂં ઘર કયાં આવ્યું?"

"પશ્ચિમ પ્રાંતમાં."

"ત્યાં તમારૂં કોણ છે?" સુરેન્દ્રનાથે બધું કહ્યું.

"તમારા પિતા શું કરે છે?"

સંજોગોની વિષમતાએ સુરેન્દ્રને નવો પાઠ શીખવ્યો હતો. તેણે જરા અચકાતાં અચકાતાં કહ્યું: "સામાન્ય નોકર છે."

"પણ એટલામાં શું પૂરૂં થાય! કદાચ એટલેજ તમે પણ કંઇ કમાવા નીકળ્યા છો, ખરૂં ને?"

"હા, જી."

"અહીં કયાં રહો છો?"

"કંઇ ઠેકાણું નહિ. આમતેમ જ્યાં ત્યાં પડયો રહું છું!"

વ્રજબાબુને દયા આવી. સુરેન્દ્રને પાસે બેસાડીને કહ્યું: તમે

હજુ સુધી બાળક જ રહ્યા છો. આવડી ઉંમરમાં જ તમારે ઘર છોડવું પડયું, એ જાણી દુઃખ થાય છે. હું પોતે તો તમને કોઇ નોકરી નથી આપી શકતો, પરંતુ એટલું જરૂર કરી શકું કે તમારે માટે કોઇને કોઇ વ્યવસ્થા થઇ જાય."

પરંતુ જ્યારે વ્રજબાબુએ સુરેન્દ્રને માત્ર "સારૂં" કહી ચાલ્યો જતો જોયો ત્યારે એમણે તેને પાછો બોલાવી પૂછયું: "તમારે બીજું કંઇ નથી પૂછવું?"

"ના, જી."

"બસ! આટલેથી તમારૂં કામ પતી ગયું?" તમારે માટે શી વ્યવસ્થા થશે, કયારે થશે વગેરે કંઇ જ જાણવા માગતા નથી?"

સુરેન્દ્ર અપ્રતિભ થઇ, પાછો આવી ઊભો રહ્યો. વ્રજબાબુએ હસતાં હસતાં પૂછ્યું: "હવે કયાં જશો?"

"કોઇ એક દુકાને."

"જમશો પણ ત્યાંજ?"

"હા, જી રોજ ત્યાંજ જમું છુ."

"અભ્યાસ કેટલો કર્યો છે?"

"આ...થોડો ઘણો અભ્યાસ કર્યો છે."

"મારા છોકરાને ભણાવી શકશો?"

સુરેન્દ્રે ખુશ થઇ કહ્યું. "હા, જી ભણાવી શકીશ."

વ્રજબાબુ ફરી હસી પડયા. તેમને લાગ્યું કે દુઃખ અને દરિદ્રતાને લઇને આ માણસનું મગજ ઠેકાણે રહ્યું નથી. કોને ભણાવવાનું છે, શું ભણાવવાનું છે વગેરે કંઈ પણ જાણ્યા વિના આ રીતે ખુશ થવું એ ઘેલછાની જ નિશાની નહિ તો બીજુ શું હોઇ શકે? તેમણે પૂછયું:

"અને કદાચ એ કહે કે હુ બી. એ. માં ભણું છું, તો તમે તેને શી રીતે ભણાવી શકશો?"

સુરેન્દ્રે કંઇક ગંભીર બની, ક્ષણભર વિચાર કરી કહ્યું: "હું ધારૂં છું કે હું ભણાવી શકીશ."

આ પછી વ્રજબાબુ કંઇ ન બોલ્યા. નોકરને બોલાવી કહ્યું: "બંકૂ, આમને માટે રહેવાની વ્યવસ્થા કરો અને નહાવા–જમવાનો પ્રબંધ કરી આપો." પછી સુરેન્દ્ર તરફ ફરી કહ્યું." સાંજે હું તમને ફરી મળીશ. હમણાં તમે અહીં જ રહો. કોઇ નોકરીની વ્યવસ્થા ન થાય ત્યાં લગી અહીં જ નિરાંતે રહેજો."

બપોરે જમતી વેળાએ એમણે મોટી પુત્રી માધવીને બોલાવી કહ્યું: "બેટા, આજે એક ગરીબ માણસને ઘરમાં આશ્રય આપ્યો છે."

"કોણ છે એ બાપુજી?"

"એ એક ગરીબ છે, એ સિવાય તેને વિશે હું કંઈ નથી જાણતો. થોડું ઘણું ભણેલો લાગે છે; કેમકે તારા મોટા ભાઈને ભણાવવાનું પણ તેણે સ્વીકારી લીધું. જે બી. એ. ના વિદ્યાર્થીને ભણાવવા જેટલી તૈયારી બતાવે તે કંઇ નહીં તો તારી નાની બહેનને તો જરૂર ભણાવી શકે, મને લાગે છે કે આપણે તેને પ્રમીલાને ભણાવવા માટે રોકી લઇએ."

માધવીએ આ સામે કંઇ વાંધો ન લીધો. સાંજે વ્રજબાબુએ સુરેન્દ્રને બોલાવી પોતાનો વિચાર જણાવ્યો. બીજા જ દિવસથી પ્રમીલાએ સુરેન્દ્રનાથ પાસે ભણવાનું શરૂ કર્યું.

પ્રમીલા સાતેક વર્ષની હશે. તે વાંચનમાળાનો અભ્યાસ કરતી હતી. મોટી બહેન પાસેથી થોડુંક અંગ્રેજી પણ શીખી હતી. ચોપડી, સ્લેટ, પેન વગેરે લાવીને તે ભણવા બેસી ગઈ.

"Do not move" સુરેન્દ્રનાથે કહ્યું.

"Do not move એટલે હાલો નહિ."

પ્રમીલા ગોખવા લાગી. "Do not move હાલો નહિ."

સુરેન્દ્રનાથે અન્યનમસ્ક દશામાં પ્રમીલાની સ્લેટપેન લઈ ઉપર

આંકડા લખવા માંડ્યા. એક પછી એક 'પ્રોબ્લેમ સોલ્વ' થતા ગયા. ઘડિયાળમાં સાત, આઠ, નવ, એમ કલાકો વીતવા લાગ્યા. પ્રમીલા ઘડીક આમ ફરી, અને ઘડીક તેમ ફરી, પુસ્તકોના ચિત્રોવાળાં પાનાં ફેરવતી; કયારેક લેટી જતી. કયારેક ઊઠી જતી; કયારેક મોંમાં કંઈક ચૂસતી અને કયારેક દેડકાના કોઈક ચિત્ર પર શાહીના લપેડા કરતી ગોખતી જતી હતી "Do not move હાલો નહિ."

"માસ્તર સાહેબ, અંદર જાઉં?"

"જા."

સવારનો સમય આમ નીકળી જતો, પણ બપોરનો કાર્યક્રમ કંઈક જુદાજ પ્રકારનો હતો. વ્રજબાબુએ સુરેન્દ્રનાથને નોકરી માટે કેટલાક ગૃહસ્થો પર ભલામણપત્રો લખી આપ્યા હતા. સુરેન્દ્ર એ પત્રો ગજવામાં ઘાલી ઘેરથી નીકળી પડતો. ઠેકાણું શોધી કાઢી તેમના મકાનની સામે આવી ઊભો રહેતો. ત્યાં, મકાન કેટલું મોટું છે, તેને કેટલા દરવાજા અને બારીઓ છે. બહારના ભાગમાં કેટલા ઓરડા છે, મકાન બે માળનું છે કે ત્રણ માળનું, સામે વીજળીના દીવાનો થાંભલો છે કે નહિ વગેરે જોતો અને અંધારૂં થતાં પહેલાં ઘેર પહોંચી જતો.

કલકત્તા આવ્યા પછી સુરેન્દ્રે કેટલાક પુસ્તકોની ખરીદી કરી હતી. કેટલાક પુસ્તકોને ઘેરથી પણ લાવ્યો હતો. આ પુસ્તકોને ગેસના પ્રકાશમાં વાંચ્યા કરતો. વ્રજબાબુ કદીક તેને કામધંધા વિશે પૂછતા તો કાં તો એ મૂંગો બેસી રહેતો અને કાં તો કહેતોઃ "એ ગૃહસ્થોની મુલાકાત થઈ શકી નથી."

# ૩

વ્રજરાજબાબુના પત્ની ગુજરી ગયાને ચારેક વર્ષ થયાં હશે. વૃદ્ધાવસ્થાનું આ દુ:ખ તો વૃદ્ધો જ સમજી શકે. પણ એ વાત હમણાં બાજુ પર મૂકીએ. તેમની લાડકી પુત્રી માધવીદેવી માત્રસોળ વર્ષની ઉમરમાં જ વિધવા થવાથી વ્રજબાબુનું અધું લોહી સુકાઇ ગયું હતું. એમણે ઘણાજ ઉત્સાહપૂર્વક ધામધૂમથી પુત્રીનાં લગ્ન કર્યાં હતાં. પોતે ધનવાન એટલે છોકરો ધનવાન છે કે નહિ તે બાબત પર તેમણે લક્ષ ન આપ્યું. માત્ર, છોકરો ભણે છે એટલી વાતો જ ધ્યાનમાં લઈ તેમણે માધવીનું જીવન તેની સાથે જોડી દીધું.

માધવીના વિવાહ અગિયાર વર્ષની વયે થયા. ત્રણ વર્ષ તે **સ્વામી ગૃહે** રહી. ત્યાં તેણે સ્વામીનાં સ્નેહ, પ્રેમ, કાળજી વગેરે સંપાદન કર્યાં. પરંતુ યોગેન્દ્રનાથ વધુ ન જીવ્યા. માધવીની સૌ આશાઓ પર પાણી ફેરવી અને વ્રજરાજબાબુના હૃદયને **વીંધી** તેમણે પરલોક-ગમન કર્યું. મરતી વેળાએ, જ્યારે માધવી અતિશય કલ્પાંત કરવા લાગી ત્યારે એમણે અત્યંત મૃદુ સ્વરે કહ્યું: "માધવી મને સૌથી વધુ દુ:ખ તને છોડી જવાનું થાય છે. હું મરી જાઉં તે કંઇ વિશેષ દુ:ખની વાત નથી–પરંતુ તારે આજીવન કષ્ટ ભોગવવાં પડશે એ વાત મને વ્યાકુળ કરી દે છે. હું તને જરાય સુખ આપી ન શકયો."

અને આ પછી યોગેન્દ્રનાથના શીર્ણ વૃક્ષસ્થળ પર આંસુઓની ધારાઓ વહી. માધવીએ તે લૂછતાં કહ્યું: "જ્યારે હું ફરી આપના ચરણકમળોમાં આવી પહોંચું ત્યારે..."

યોગેન્દ્રનાથે કહ્યું: "માધવી, જે જીવન તું મારા સુખ કાજે

સમર્પણ કરવાની હતી, તે હવે સર્વના સુખ કાજે સમર્પણ કરજે. ઉદાસ કે કષ્ટપૂર્ણ ચહેરો જુએ તો તેને ફરી પ્રફુલ્લિત કરવાનો પ્રયત્ન કરજે. બીજું શું કહું, માધવી—" અને એક નિશ્વાસ સાથે ફરી અશ્રુધારા વહેવા લાગી. માધવીએ આંસુ લૂછી નાખ્યાં.

"સન્માર્ગે રહેજે, માધવી! તારાં પુણ્ય મને ફરી તારી સાથે મેળવી આપશે."

ત્યારથી માધવી બિલકુલ બદલાઇ ગઈ. મનમાં ક્રોધ, હિંસા, દ્વેષ વગેરે સર્વ સ્વામીની ચિતાની ભસ્મ સાથે સદાને માટે ગંગાના પ્રવાહમાં વહેવડાવી દીધાં. જીવનમાં કેટકેટલી આશા–આકાંક્ષાઓ હોય છે? વિધવા થવાથી જ કંઇ તે વિદાય નથી થઇ જતી. માધવીને સ્વામીનું સ્મરણ થઈ આવતું. હવે જ્યારે સ્વામી જ નથી ત્યારે આ શા માટે? કોને માટે? શા માટે કોઇનો દ્વેષ કરવો? મૂળથીજ માધવીની પ્રકૃતિમાં આવી હીન વૃતિઓનો અભાવ હતો. ઊંચા ખાનદાનની પુત્રી માધવીએ દ્વેષ, ઈર્ષ્યા, વગેરે કદી જાણતા નહોતાં.

તેના ઉદ્યાનમાં ઘણાં ફૂલો ખીલતાં. પહેલાં તે આ ફૂલોની માળા ગૂંથી સ્વામીના કંઠમાં આરોપતી. પણ સ્વામીના ચાલ્યા જવાથી કંઈ તેણે એ ફૂલ છોડને કપાવી ન નાખ્યા. હજુ પણ તેમાં પહેલાંની જેમજ ફૂલો ખીલતાં. પણ હવે તે કરમાઈ જઈ જમીન પર ખરી પડતાં. હવે એ ફુલોની માળા ગૂંથવા ન બેસતી, પણ બધાં એકઠાં કરી અંજલિ ભરી ભરી ગરીબોને વહેંચી દેતી; જેમની પાસે નથી તેમને આપી દેતી. આમ કરવામાં ક્યાંય. જરાપણ કૃપણતા કે કચવાટ ન દેખાતાં.

જે દિવસે વ્રજબાબુના પત્ની અવસાન પામ્યા તે દિવસથી આ કુંટુંબમાં વ્યવસ્થાનું નામ ન રહ્યું. સૌ પોતપોતાનું સંભાળી બેસી રહેતું; કોઇને કોઇની પડી ન હતી. બીજા શું કરે છે તેની ખબર

સુદ્ધાં રાખવાની ફુરસદ કોઇને ન હતી. સૌને માટે એક એક નોકર મુકરર થયેલો હતો; આ નોકરો પોતપોતાના માલિકનું કામ કરી બેસી રહેતા. રસોડામાં, મહારાજ રસોઇ બનાવતા અને કોઈ મોટા અન્નક્ષેત્રની જેમ સૌ પોતપોતાની થાળી લઇ બેસી જતાં. કોઇ પેટભરીને ખાતું, કોઇ ભૂખ્યું પણ રહેતું, આ બધાની ચિંતા કરનાર કોઈ જ નહોતું.

પણ જે દિનથી ભાદરવાની ભરીભરી ગંગા જેવી માધવીએ પોતાનાં રૂપ, સ્નેહ, મમતા અને વાત્સલ્ય સાથે આ ઘરમાં પગ મૂકયો તે દિનથી જાણે આ કુટુંબમાં વસંત બેઠી. ઘરના સૌ કોઈની જીભ પર "મોટી બ્હેન" અને "માધવી" શબ્દ જ રમવા લાગ્યા.

ઘરનું પાળેલું કૂતરું પણ સાંજે એક વાર "મોટી બ્હેન"નાં દર્શન કરી જતું. જાણે આટઆટલા માણસોની વચ્ચે તેને પણ એક સ્નેહસભર અને સર્વને આધાર રૂપ એવી વ્યકિત મળી છે. ઘરના માલિકથી માંડીને નાયબ, ગુમાસ્તા અને સામાન્ય દાસ–દાસી સુદ્ધાં મોટી બ્હેનની આજ્ઞા આદર સહિત પાળતાં. મોટી બ્હેન સૌનાં આધાર બની ગયાં હતાં. કારણ ગમે તે હોય પણ સૌને ઊંડે ઊંડે દ્રઢ વિશ્વાસ બેસી ગયો હતો કે મોટી બ્હેન પોતાને માટે કોઈ એક વિશેષ પ્રકારનો ભાવ ધરાવે છે.

સ્વર્ગનું કલ્પવૃક્ષ તો આપણે નથી જોયું; જોઈ શકીશું કે કેમ તે પણ એક સવાલ છે. એટલે એને વિશે કંઈ વધુ કહી ન શકાય. પરંતુ વ્રજબાબુનું કુટુંબ એ કલ્પવૃક્ષની પ્રાપ્તિ કરવા ભાગ્યશાળી નિવડયું હતું એમ કહીએ, તો અતિશયોક્તિ ન ગણાય. એ કલ્પવૃક્ષ તળે જઈ તેઓ માત્ર હાથ લંબાવતાં, અને મોં પર સ્મિત સાથે પાછા ફરતાં.

આવા પરિવારમાં આવી સુરેન્દ્રે જીવન જીવવાનો એક નવો જ માર્ગ નિહાળ્યો. તેણે જોયું કે બધા પોતાનો ભાર એક જ વ્યકિત પર

નાખી નિશ્ચિંત જીવન વ્યતિત કરતાં હતાં. તેણે પણ એમ કરવા માંડયું. છતાં તેની ધારણા બીજાઓ કરતાં કંઈક જુદા જ પ્રકારની હતી. તેનો ખ્યાલ કંઈક એવો હતો કે મોટી બહેન નામની કોઈ એક જીવતી જાગતી વસ્તુ છે એ સૌની દેખરેખ રાખે છે, સૌનું કહ્યું સાંભળે છે, સહુનાં નખરાં નભાવી લે છે—અને જેને જે ચીજની જરૂરત પડે છે, તે તેને તે મળી રહે છે.

કલકત્તાના રાજમાર્ગો પર રખડીરઝળી પોતાને માટે પોતે જ ચિંતા કરવાની આવશ્યકતા તેણે અનુભવી હતી; પણ અહીં આવ્યા બાદ એ વાતની એને બિલકુલ વિસ્મૃતિ જ થઈ ગઇ કે જીવનમાં તેણે પણકદી પોતાને માટે પોતે જ કાળજી લીધેલી; એટલું જ નહિ પણ હજુ ભવિષ્યમાં કદી એવો પ્રસંગ આવશે એવી કલ્પના પણ તેના વિચાર પ્રદેશની મર્યાદા બહાર હતી.

પહેરણ, ધોતિયું, જોડા, છત્રી. જે કંઇ જોઇતું તે તરત હાજર થતું. રૂમાલ જેવી વસ્તુ પણ કોઇ કાળજીપૂર્વક સફાઇબંધ ઘડી કરી મૂકી જતું. પહેલાં પહેલાં તો તેને કુતૂહલ થતું અને તે પૂછતો: "આ બધું ક્યાંથી આવે છે?"

જવાબ મળતો: "મોટી બહેને મોકલ્યું છે." હવે તો તે સરખા ગોઠવાઇને આવેલી નાસ્તાની રકાબી જોઇને પણ તેમાં મોટી બહેનના કાળજીભર્યા હસ્તનો સ્પર્શ અનુભવી શકતો.

ગણિત કરતાં કરતાં એકવાર તેને કંપાસની જરૂર પડી. તેણે પ્રમીલાને કહ્યું.

"પ્રમીલા મોટી બહેન પાસેથી કમ્પાસ લઇ આવ તો!"

મોટી બહેનને કદી કંપાસની જરૂર પડી નહોતી, એટલે એમની પાસે કમ્પાસ ક્યાંથી હોય? પણ એમણે તરતજ બજારમાં માણસ દોડાવ્યો. સાંજે સુરેન્દ્ર ફરીને પાછો આવ્યો ત્યારે તેણે ટેબલ પર માગેલી વસ્તુ પડેલી જોઇ. બીજે દિવસે પ્રમીલાએ કહ્યું: "માસ્તર સાહેબ, આ મોટી બહેને મોકલ્યો છે."

ક્યારેક ક્યારેક તો તે એવી વસ્તુ માગી બેસતો કે મોટી બહેન પણ વિમાસણમાં પડી જતી. તેની માગેલી વસ્તુ લાવી આપવા માટે દરેક પ્રકારના યત્નો થતાં પણ કદી યે 'નથી' કે 'નહિ બની શકે' એવો જવાબ આપવામાં ન આવતો.

એકવાર કોઇ ધૂન આવી અને તેણે પ્રમીલાને કહ્યું: "જા, મોટી બહેન પાસેથી ચાર પાંચ જૂનાં કપડાં લઇ આવ. આ ભિખારીઓને આપવાં છે."

માધવીને જૂનાં નવાં કપડાં જુદા પાડવા જેટલો વખત ભાગ્યે જ મળતો. તેણે પોતાનાં પહેરવાનાં ચાર પાંચ લૂગડાં મોકલી આપ્યાં. ઉપલા માળાની બારીમાંથી તેણે જોયું કે આનંદથી વાતચીત કરતાં ચાર પાંચ ગરીબો જઇ રહ્યા હતા—તેમને કપડાં મળ્યાં હતાં.

સુરેન્દ્રના આવા નાના મોટા ઉપદ્રવો માધવીને રોજ સહેવા પડતા. પણ ધીમે ધીમે માધવી એનાથી પણ ટેવાઇ ગઇ. હવે તો તેને ખ્યાલ પણ ન આવતો કે ઘરમાં કોઇક નવું આવ્યું છે અને રોજના કાર્યવ્યવહારમાં કંઇને કંઇ નવું પ્રકરણ ઊભું કરે છે.

પણ કામ આટલેથી જ ન અટકતું. માધવીને આ નવા આગંતુકનું ઠીક ઠીક ધ્યાન રાખવું પડતું સારી જેવી સાર–સંભાળ રાખવી પડતી. પોતાની જરૂરિયાતની ચીજો સુરેન્દ્ર પોતે જ માગી લેતો હોત તો તો માધવીનો અરધા ઉપરાંતનો પરિશ્રમ ઓછો થઇ જાત. પણ સૌથી મોટી મુશ્કેલી એ જ હતી કે તે કદી પોતાને માટે કંઇ માગતો જ નહીં. સુરેન્દ્રની આ અન્યમનસ્ક પ્રકૃતિ પહેલાં તો માધવીને ન સમજાઇ. સવારની ચા ઠંડી થઇ જતી, પણ પીવાનો ખ્યાલ ન રહેતો; નાસ્તાની રકાબી હાથ અડકાડ્યા વિના એમને એમ પડી રહેતી, તો કોઇ વાર એ નાસ્તો કૂતરાઓ સામે મૂકી ચાલ્યો જતો. ખાવા બેસતો તો ખાવાનાયે ઠેકાણા ન રહેતા; થોડુંક આમ તેમ વેરાતું પણ ખરૂં. જાણે કોઈ પણ ચીજ માટે તેને રુચિ રહી જ ન હતી.

નોકર ચાકર કહેતાઃ "માસ્તરનું તો માથું જ ઠેકાણે નથી. એને તે કોઈ વાતનું ભાને ય છે! આખો દિવસ હાથમાં ચોપડી લઈને વાંચ્યા કરે છે."

કદીક વ્રજબાબુ નોકરી વિશે પૂછપરછ કરતા. પણ સુરેન્દ્ર તેના આડાઅવળા જવાબો આપી વાત ઉડાવતો. માધવી પિતા પાસેથી આ વાત સાંભળતી. આ પરથી તેને એટલું સમજાઈ ચૂક્યું કે માસ્તર સાહેબે નોકરી માટે પ્રયત્ન પણ નથી કર્યો, કે તેવો કોઈ પ્રયત્ન કરવાની તેમની ઇચ્છા પણ નથી. જે કંઈ મળ્યું છે તેમાં એમને પરમ સંતોષ છે.

સવારે દશ વાગતાં જ મોટી બહેન તરફથી નહાવા તથા જમવા માટે તાકીદ થતી. સરખું ન ખવાયું હોય તો મોટી બહેન તરફથી પ્રમીલા આવી આગ્રહ કરી જતી. પુસ્તક વાંચતા વાંચતા મોડી રાત થઈ જતી તો નોકર આવી ગેસની ચાવી બંધ કરી જતો. સુરેન્દ્ર કદી તેમ કરતાં અટકાવવા પ્રયત્ન કરતો તો જવાબ મળતોઃ "મોટી બહેનનો હુકમ છે."

એક દિવસ માધવીએ હસતાં હસતાં પિતાને કહ્યુંઃ "બાપુજી, જેવી આપણી પ્રમીલા છે તેવા જ એના માસ્તર છે.

"કેમ, બહેન?"

"બંને બાળક છે. ક્યારે ખાવું, ક્યારે સૂવું કે ક્યારે શું કરવું તેનું જેટલું જ્ઞાન પ્રમીલાને છે તેટલું જ તેના માસ્તરને છે. કેટલીક વાર તો વખત—કવખત જોયા વિના જ એવી વસ્તુ માગી બેસે છે, સમજુ માણસ કદીયે ન માગે."

વ્રજબાબુ વાતનો મર્મ સમજી ન શક્યા. તેમણે માધવીના મોં સામે જોયા કર્યું. માધવીએ હસતાં હસતાં જ પૂછ્યુંઃ "ક્યારે કઈ વસ્તુ મગાય તેનું પ્રમીલાને ભાન છે?"

"નહીં."

"અને એવો કંઈ એ વિચાર કર્યો વિના વખત કવખત

ઉત્પાત મચાવે છે, ખરૂં ને ?"

"હા, એવું કરે છે ખરી !"

"બસ તો. એના માસ્તર પણ એવા જ છે."

વ્રજબાબુ હસતાં હસતાં બોલ્યાઃ "મને છોકરામાં કંઈક ગાંડ-પણ લાગે છે."

"ગાંડો નથી ! કોઇ મોટા માણસનો છોકરો લાગે છે."

વ્રજબાબુએ આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યુંઃ "તેં કેવી રીતે જાણ્યું ?"

કેવી રીતે તે તો માધવી પણ જાણતી નહોતી. સુરેન્દ્ર પોતાનું એક પણ કામ જાતે કરી ન શકતો; હમેશાં બીજા પર આધાર રાખતો. કોઈ કરી આપે તો ઠીક નહિ તો કામ રહી પણ જાય. કાર્યની આ અશ્રમતાએ તેને માધવી સામે ખુલ્લો પાડી દીધો. તેનું આવું વર્તન તેના પૂર્વાભ્યાસને લઇને જ થતું હતું એ દેખાઇ આવતું હતું. સુરેન્દ્ર માટે આવો અભિપ્રાય બાંધવા માટે માધવી પાસે આ કારણ પૂરતું હતું. ખાસ કરીને સુરેન્દ્રના ખાવાપીવાના ઢંગ તેને આશ્ચર્ય પમાડતા. ભાણામાં **પીરસાયેલી** વસ્તુ ગમે તેટલી સ્વાદિષ્ટ કે સારી હોય તો પણ તે તરફ તેનું ધ્યાન આકર્ષાતું નહીં; કોઇ પણ ચીજ તેણે કદી પેટભરીને તૃપ્તિપૂર્વક—ખાધી હોય એવું ન બનતું; તેને કોઇ ચીજ માટે જાણે રુચિ જ ન હતી. કોઈ ખાવા આપે તો ખાઇ લે અને ન આપે તો ચલાવી લે. તેનાં આ વૃદ્ધો-ચિત વૈરાગ્ય, બાલોચિત સરલતા અને ઉદાસીનતાભરી ઉપેક્ષાવૃત્તિ માધવીને અત્યંત રહસ્યભર્યાં લાગતાં. અને આથીજ આ અજાણ્યા માસ્તર પ્રત્યે તેના હૃદયમાં અનાયાસ એક અજ્ઞાત કરુણાપ્રવાહ વહેતો થયો હતો. શરમને લીધે તે આમ ઉદાસીન રહેતો હતો એવું પણ ન હતું. તેને કોઇ ઇચ્છા જ ન થતી. પણ જ્યારે કોઈ આવ-શ્યકતા ઊભી થતી ત્યારે તે વખત કવખતનો વિચાર કરવા જરાય ન અટકતો—તરત જ તેનું નિવેદન મોટી બહેન સુધી પહોંચી જતું. માધવી હસતી; તેને થતું, આ માણસ તદ્દન બાળક જેવો સરળ છે.

# ૪

મનોરમા માધવીની સખી હતી. ઘણા દિવસથી માધવીએ તેને પત્ર લખ્યો ન હતો. જવાબ ન મળવાથી તે પણ ચીઢાઇ હતી. બપોર પછી વખત કાઢી માધવી તેને પત્ર લખવા બેઠી. તે જ વખતે પ્રમીલાએ આવી બૂમ મારીઃ "મોટી બ્હેન!" માધવીએ માથું ઊંચું કરી પૂછ્યું: "શું છે?"

"માસ્તર સાહેબના ચશ્મા ક્યાંક ખોવાઇ ગયા છે. ચશ્મા આપો."

માધવી હસી પડી. "જા તારા માસ્તર સાહેબને કહે કે મારી પાસે કંઈ ચશ્માની દુકાન નથી. "પ્રમીલા દોડતી પાછી ફરી. માધવીએ પાછી બોલાવી પૂછ્યું: "ક્યાં ચાલી?"

"માસ્તર સાહેબને કહેવા."

"રહેવા દે. જઈને આપણા ગુમાસ્તાને બોલાવી લાવ." પ્રમીલા જઇ ગુમાસ્તાને બોલાવી લાવી. માધવીએ તેને કહ્યું: "માસ્તર સાહેબના ચશ્મા ખોવાઇ ગયા છે. તેમને માટે સારા ચશ્મા લાવી આપો. ગુમાસ્તાના જવા બાદ તેણે પત્ર આગળ લખવા માંડ્યો. છેલ્લે ઉમેર્યું:

"પ્રમીલા માટે પિતાજીએ એક શિક્ષક રોકયા છે. તેને માણસ પણ ગણી શકાય અને બાળક પણ ગણી શકાય એમ છે. આ પહેલાં કદી તેણે ઘરની બહાર પગ મૂક્યો હોય એમ લાગતું નથી. સંસાર-વ્યવહારની રીતભાતનું તેને જરાયે જ્ઞાન નથી. આખો વખત તેનું ધ્યાન રાખવું પડે છે. ઘણોખરો વખત તો એની પાછળ જ જાય છે. તને પત્ર લખવા વખત ક્યાંથી કાઢું? થોડા દિવસોમાં તું અહીં

આવવાની હોય તો હું તને આ અકર્મણ્ય માણસના દર્શન કરાવીશ. આવો આળસુ અને અન્યમનસ્ક જીવ કદાચ તેં તારા જીવનભરમાં નહીં જોયો હોય. ખાવા આપો તો ખાય ને નહીં તો નિરાંતે ઉપવાસ ખેંચી કાઢે એવો છે. દિવસ આખામાં એને એ ખ્યાલ પણ ભાગ્યે જ આવતો હશે કે પોતે જમ્યો છે કે નહીં. એક દિવસ પણ તે પોતાનું કામ જાતે સંભાળી શકે તેમ નથી. મને તો વિચાર આવે છે, કે આવા માણસ ઘરમાંથી બહાર નીકળતા જ શા માટે હશે? સાંભળવા મુજબ એનાં માબાપ છે. પણ લાગે છે કે એમનાં હૃદય પત્થરનાં બનેલાં હોવાં જોઈએ. એમની જગાએ હું હોત તો ભાગ્યે જ તેને આંખોથી અળગો થવા દેત."

મનોરમાએ ઉપહાસપૂર્ણ ઉત્તર પાઠવ્યો :

"ત્હારા પત્રથી બીજા સમાચારો સાથે એ પણ જાણવા મળ્યું કે તેં ઘેર એક વાંદરૂં પાળ્યું છે, અને તું એની સીતાદેવા બની છે. છતાં મારી સલાહ માને તો સાવચેત રહેજે; વગેરે. મનોરમા."

પત્ર વાંચી માધવીના મુખે કિંચિત્ રક્તવર્ણ ધારણ કર્યો તેણે જવાબમાં લખ્યું : "તું તો મોં બળી છે ! તને એટલું ય ભાન નથી કે કોની સાથે કેવા પ્રકારની મશ્કરી થઈ શકે."

માધવીએ પ્રમીલાને પૂછ્યું : "તારા માસ્તર સાહેબને ચશ્મા હાવે છે ?"

"હા."

"તેં કેવી રીતે જાણ્યું ?"

"માસ્તર સાહેબ એ ચશ્મા ચઢાવી લહેરથી વાંચે છે એટલે."

"એમણે પોતે કંઇ કહ્યું ?" માધવીએ પૂછ્યું.

"ના, કંઇએ નહીં."

"કંઈ એ નહીં ? સારા, ખરાબ, કઇ જ નહીં ?"

" ના, કંઇ જ નહીં."

માધવીનું નિત્ય પ્રફુલ્લિત રહેતું વદન ક્ષણભર અપ્રતિભ થઇ ગયું. બીજી જ ક્ષણે હસતાં હસતાં કહ્યું : " તારા માસ્તર સાહેબને કહેજે કે વળી પાછા ચશ્મા ખોઈ ન નાખે."

" ઠીક, કહી દઇશ."

" અરે, ગાંડી ! એવું તે કહેવાતું હશે ! કેવું ખરાબ લાગે !"

" તો કંઇ જ ન કહું ?"

એક દિવસ માધવીએ પોતાના ભાઇ શિવચંદ્રને પૂછયું : " ભાઇ, આ પ્રમીલાના માસ્તર રાત દિવસ શું વાંચ્યા કરે છે ? કંઇ જાણે છે?"

શિવચંદ્ર બી. એ. માં અભ્યાસ કરતો હતો. તેની નજરમાં પ્રમીલાના શિક્ષક જેવા ક્ષુદ્ર જીવની કોઇ ગણના ન હતી. ઉપેક્ષાભર્યો સ્વરે તેણે કહ્યું : " હશે કંઈ, નાટક કે નોવેલ ! બીજું શું હોય ?"

પણ માધવીને ગળે એ વાત ન ઊતરી.

તેણે છાનામાના પ્રમીલા પાસે સુરેન્દ્રનું એક પુસ્તક મંગાવી ભાઈના હાથમાં મૂકયું. પૂછયું : " આ તો નાટક કે નોવેલ જેવું નથી લાગતું, ભાઈ !"

શિવચંદ્ર પુસ્તકનાં બધાં પાનાં ફેરવી ગયો, પણ કંઈ ગમ ન પડી. માત્ર એટલું સમજાયું કે પોતે તેમાંનો એક અક્ષર પણ જાણતો ન હતો, અને એ કોઇ ગણિત વિષયક પુસ્તક હતું. પણ બહેન સામે પોતાનું આ અજ્ઞાન ખુલ્લું પડે એ તેને પરવડે એમ હતું નહિ, એટલે તેણે કહ્યું : " આ તો ગણિતનું એક સામાન્ય પુસ્તક છે. શાળાના નીચલા વર્ગોમાં ચાલે છે."

માધવીએ કંઇક દુ:ખી થઇ પૂછ્યું : " આ પુસ્તક ઊંચા વર્ગો માટે નથી ? કોલેજના કોઇ પાઠયક્રમમાં આ નથી ચાલતું ?"

શુષ્કતાથી શિવચંદ્રે જવાબ આપ્યો : " અહં ! કદાપિ નહીં "

પણ તે દિવસથી શિવચંદ્ર સુરેન્દ્રની નજરે પણ ન પડી જવાય તેની કાળજી રાખવા લાગ્યો. તેના મનમાં ભય પેસી ગયો કે રખેને એ કંઇ પૂછી બેસે, તો બધી પોલ પકડાઈ જાય; અને પિતાજીની આજ્ઞા થતાં પોતાને પણ પ્રમીલાની સાથે રોજ સવારે માસ્તર સાહેબ પાસે નોટ–પેન્સીલ લઇ બેસવું પડે :

કેટલાક દિવસ પછી માધવીએ વ્રજબાબુને કહ્યું : "બાપુજી, થોડા દિવસ હું કાશી જઈ આવું ?"

વ્રજબાબુ વિચારમાં પડ્યા. "કેમ, બહેન ? તું કાશી જાય તો આ ઘરનું કેમ ચાલશે ? "

માધવીએ હસીને કહ્યું : "હું પાછી આવવાની છું, કેમ ! હંમેશ માટે થોડી જ ચાલી જાઉં છું ? "

માધવી તો હસતાં હસતાં બોલી ગઇ; પણ પિતાની આંખો ભરાઈ આવી. માધવીને તરત જ થયું કે પોતે કંઇક અનુચિત કહી બેઠી છે. વાત ફેરવવા તેણે કહ્યું : "થોડા દિવસ ફરવા પણ ન જાઉં ?"

"જવાની ના નથી કહેતો, બહેન ! પણ દરમ્યાન અહીં બધું જ અવ્યવસ્થિત થઈ જશે."

"મારા વિના આ ઘર નહીં ચાલે ?"

"ઘર તો ચાલશે, બહેન ! પણ તેની દશા પ્રવાહની દિશામાં ઘસડાતા સુકાનવિહોણા વહાણ જેવી થઈ પડશે."

પણ માધવીને કાશી ગયા વિના છૂટકો જ ન હતો. ત્યાં તેની વિધવા નણંદ પોતાના એક માત્ર દીકરા સાથે રહેતી હતી. એકવાર તેને મળવા ગયા વિના છુટકો જ નહોતો.

જવાને દિવસે તેણે દરેકને બોલાવી ઘરનાં કામ સોંપી દીધાં. વૃદ્ધ દાસીને પિતાજી, ભાઇ અને પ્રમીલાનું ખાસ ધ્યાન રાખવા

ભલામણ કરી. પણ માસ્તર સાહેબ વિશે તેણે કોઈને કશી જ ભલામણ ન કરી. તે ભૂલી નહોતી ગઈ—ઈરાદાપૂર્વક જ નહોતું કહ્યું. માધવીને હમણાં તેના પર ગુસ્સો ચઢયો હતો. પોતે તેને માટે આટ-આટલું કરવા છતાં એ અકર્મીએ તે બદલ આભાર સૂચવતો એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહીં. માધવી આ સંસાર વ્યવહારથી અજાણ, અકર્મણ્ય અને ઉદાસીન માસ્તરને એક વાતની પ્રતીતિ કરાવવા માગતી હતી કે બહારગામ જતાં પોતાની ગેરહાજરીમાં તેના શા હાલ થાય; અને આવી જરાક જેવી મજાક કરી લેવામાં નુકશાન પણ શું થવાનું હતું? એ પણ જુએ તો ખરી કે પોતાની ગેરહાજરીમાં આ "માસ્તરજી" કેવી રીતે દિવસો કાઢે છે! આમ વિચારીને જ તેણે જતી વખતે સુરેન્દ્ર વિશે કોઈને જરા સરખી પણ ભલામણ ન કરી.

સુરેન્દ્ર તો પોતાના પ્રોબ્લેમ "સોલ્વ" કરવામાં જ મશગુલ હતો. પ્રમીલાએ કહ્યું: "ગઈ કાલે રાત્રે મોટીબહેન કાશી ગયા."

પણ આ શબ્દો તેના કાન સુધી ન પહોંચી શકયા. તેણે એ વાત પર ધ્યાન ન આપ્યું. પણ ત્રણ દીવસ પછી તેણે જોયું કે દસ વાગી જવા છતાં કોઈ તેને જમવા માટે બોલાવવા આવતું નથી. કદી કદી તો એક કે બે પણ વાગી જતા. કપડાંની સ્વચ્છતાનું પણ કંઈ ઠેકાણું ન રહ્યું; નાસ્તાની રકાબી પણ ગમેતેમ ભરાઈને આવતી; રાત્રે ગેસનો દીવો ઓલવવા પણ હવે કોઈ નહોતું આવતું. વાંચ-વાની ધૂનમાં રાત્રે બબ્બે ત્રણ ત્રણ વાગી જતાં. સવારે વહેલું ઉઠાતું નહીં, ઘણુંજ મોડું થઈ જતું. આખો દિવસ આંખો ભારી ભારી લાગ્યા કરતી અને શરીર પણ કંઈક સુસ્ત રહ્યા કરતું. આ બધા ચિહ્નો પરથી તેણે એક સત્ય તારવી કાઢયું કે ઘરની વ્યવસ્થામાં કંઈક પરિવર્તન થયું છે. માણસ જ્યારે ગરમી અનુભવે છે ત્યારે જ તેને પંખો શોધવાની વૃત્તિ થાય છે.

સુરેન્દ્રે ચોપડીમાંથી માથું ઊંચું કરી પૂછ્યું: "પ્રમીલા, મોટી બહેન હમણાં અહીં નથી?"

"એ તો કાશી ગયા છે."

"હં, એ ખરૂં!"

બે દિવસ પછી તેણે અચાનક પ્રમીલાને પૂછ્યું: "મોટી બહેન પાછા ક્યારે આવશે?"

"એક મહિના પછી."

સુરેન્દ્રે ફરી ચોપડી વાંચવા માંડી. બીજા પાંચ સાત દિવસ નીકળી ગયા. હાથમાંની પેન્સીલ ચોપડી પર મૂકતાં તેણે પૂછ્યું:

"પ્રમીલા, એક મહિનામાં હજુ કેટલા દિવસ બાકી છે?"

"ઘણા બધા."

તેણે પેન્સીલ ઉપાડી. ચશ્મા ઉતારી તેના બંને કાચ સાફ કર્યા. શૂન્ય દૃષ્ટિએ ચોપડી સામે જોઇ રહ્યો.

બીજે દિવસે પૂછ્યું: "પ્રમીલા, તું મોટી બહેનને કાગળ નથી લખતી?"

"લખું છું ને?"

"એમને જલદી પાછા આવવા નથી લખ્યું?"

"ના"

સુરેન્દ્રે હળવો નિશ્વાસ નાખ્યો. ધીરેથી બોલ્યો: "હશે ખરૂં!"

પ્રમીલાએ કહ્યું: "માસ્તર સાહેબ, મોટી બહેન આવી જાય તો કેવું સારૂં! નહીં?"

"હા, ઘણું જ સારૂં."

"હું એમને લખું કે જલદી પાછા આવે?"

સુરેન્દ્રનો ચહેરો ખીલી ઊઠયો. કહ્યું: "હા, જરૂર લખજે!"

"તમે કહ્યું છે એમ પણ લખું?"

"લખજે.'"

'લખજે' કહેવામાં તેણે જરાય સંકોચ ન અનુભવ્યો. તેને દુનિયાના રીતરિવાજનું જરાય ભાન ન હતું. મોટી બહેનને જલદી પાછા આવવાનો આગ્રહ કરવો તેને ન શોભે; કોઈ સાંભળે તો પણ ખરાબ લાગે; પણ તેને એવો કંઇ ખ્યાલ પણ ન આવ્યો. જેના ન હોવાથી તેને સારી પેઠે હેરાન થવું પડતું; જેની ગેરહાજરીમાં પોતે કંઇ પણ કરી ન શકતો, તેને જલદી પાછા આવવાનો આગ્રહ કરવામાં તેણે કોઇ અસંગતતા ન અનુભવી.

આ સંસારમાં જે માણસમાં કુતૂહલવૃત્તિ ઓછી હોય છે, તે માણસ સામાન્ય જનસમાજથી જુદો જ તરી આવે છે. સામાન્ય લોકો સાથે તે સહેલાઇથી ભળી નથી શકતો. સામાન્ય લોકોની માન્યતા સાથે તેનો મેળ નથી ખાતો. મૂળથી જ સુરેન્દ્રના સ્વભાવમાં કુતૂહલવૃત્તિ ન હતી. પોતાને આવશ્યક લાગે તેટલું જાણી લેતો. એથી વિશેષ જાણવાની તેને ઇચ્છા પણ ન થતી ને તે માટે જોઇતો સમય પણ તેની પાસે ન હતો. આથી જ મોટી બહેનની બાબતમાં પણ તે તદ્દન અજાણ રહ્યો. આ પરિવારમાં રહી તેણે આટલા દિવસ ગાળ્યા છતાં આ ત્રણે મહિના પોતાની બધી ચિંતા, બધો ભાર મોટી બહેન પર છોડી પરમ સુખપૂર્વક વીતાવ્યા છતાં, તેના મનમાં એ જાણવાની જીજ્ઞાસા ન ઉદ્‌ભવી કે આ મોટી બહેન કેવી છે, મોટી છે કે નાની છે, દેખાવમાં કેવી છે, સ્વભાવની કેવી છે; તે કંઇ જ નહોતો જાણતો; જાણવાની કદી ઇચ્છાયે ન થઈ, કે એવો વિચાર સરખોયે ન આવ્યો. તેને સ્થાને બીજો કોઈ હોત તો જરૂર આ બધી વિગતો જાણવાનો પ્રયત્ન કરત. બધાજ તેને મોટી બહેન કહેતા એટલે એ પણ "મોટી બહેન" કહેતો. એ સૌને માટે મમતા ધરાવતાં અને દરેકની સંભાળ કાળજીપૂર્વક લેતાં; એટલે પોતાને માટે પણ મમતા અને કાળજી રખાતાં. એમની પાસે તો આખાએ

અમૃતનો ભંડાર ભરેલો પડયો હતો; જે કોઇ માગતું તેને મળી જતું; એટલે સુરેન્દ્રને પણ જોઇતું મળી જાય તેમાં કંઇ નવું કે આશ્ચર્ય જેવું ન જ હતું. વાદળનું કામ છે પાણી વરસાવવાનું; મોટી બહેનનું કામ છે, સ્નેહ વરસાવવાનું અને સૌની સારસંભાળ લેવાનું. વર્ષા સમયે જે કોઈ હાથ લંબાવે છે, તેને પાણી મળી જાય છે. મોટી બહેન સામે હાથ લંબાવનારને પણ તેવી જ રીતે અભીષ્ટ વસ્તુ મળી જાય છે. જાણે મોટીબહેન પણ વાદળની જેમ નિષ્પક્ષ, નિષ્કામ અને નિરપેક્ષ હતાં. લાંબા વિચાર અને મનન પછી સુરેન્દ્રનો મોટી બહેન વિશેનો ખ્યાલ કંઈક આવો હતો, અને હજુ પણ એવો જ રહ્યો. મોટી બહેનના કાશીગમન પછી મોટી બહેન વિશેના તેના એ ખ્યાલમાં એક વાત વધુ એ ઉમેરાઇ કે મોટી બહેન વિના પોતાને ક્ષણભર પણ નથી ચાલી શકતું.

ઘેર તે માત્ર પોતાના પિતાને તથા ઓરમાન માને જ જાણતો, પણ મોટી બહેન જેવું કોઈ સંબંધી તેના પરિચયમાં આવ્યું ન હતું. જ્યારથી તે આ નામ જાણતો થયો ત્યારથી પણ, એ નામ માત્રનો જ પરિચય તેણે રાખ્યો હતો. એ નામ ધરાવનાર વ્યક્તિ કોણ છે, શું કરે છે, કેવી છે વગેરે વિશે જાણવાની તેને જરૂર લાગી ન હતી. માણસની તેને જરૂર ન હતી. તેને તો નામ સાથે જ કામ હતું— નામ જ તેને માટે સર્વસ્વ હતું.

લોકો પોતાના ઇષ્ટ દેવતાને કદી જોઇ શકતા નથી; છતાં તેની છબી કે મૂર્તિ રાખી, દુઃખ પડતાં તેની સામે પોતાનું હૃદય ખોલી દે છે; પગે પડી દયા યાચના કરે છે; આંખોમાં પાણી ભરાઇ આવતાં તે લૂછીને પણ દેવતાના દર્શન માટે આ છબી કે મૂર્તિ તરફ જોયા કરે છે; તેની અસ્પષ્ટ વાણી કેવળ બે એક અસ્ફુટ વાતો ઉચ્ચારી અટકી જાય છે. કંઈક આવી જ મનોદશામાં દુઃખથી બેચેન બનેલા સુરેન્દ્રનાથના મુખમાંથી અસ્ફુટ શબ્દો સરી પડયા : "મોટી બહેન !!"

# ૫

સૂરજ ઊગવાને હજુ વાર હતી. પ્રમીલા દોડતી આવી સુરેન્દ્રને ગળે બાઝી પડી. બોલી: "માસ્તર સાહેબ!"

સુરેન્દ્રે ઊંઘભર્યાં નેત્રો ખોલી પૂછ્યું: "શું છે પ્રમીલા?"

"મોટી બહેન આવી ગયાં."

સુરેન્દ્ર બેઠો થઈ ગયો. પ્રમીલાનો હાથ પકડી બોલ્યો: "ચાલો, મળી આવીએ."

મોટી બહેનને મળવાની આ ઇચ્છા તેના મનમાં કેવી રીતે ઉદ્ભવી એ કહેવું મુશ્કેલ છે; તેમજ રહી રહીને આટલે દિવસે એ પ્રમીલાનો હાથ પકડી આંખો ચોળતો ઘરના અંદરના ભાગમાં મોટી બહેનને મળવા કેવી રીતે તૈયાર થયો તે પણ સમજવું અઘરું છે. અંદર જઈ દાદર ચઢી બંને માધવીના ઓરડા સામી આવી ઊભાં તેણે સાદ કર્યો: "મોટી બહેન!"

મોટી બહેન પોતાના કામમાં મશગુલ હતી. તેણે અન્યમનસ્ક ભાવે જ પૂછ્યું: "શું છે, બહેન?"

"આ માસ્તર સાહેબ........."

આટલું બોલતા બોલતામાં તો બંનેએ અંદર પ્રવેશ કર્યો. માધવી ગભરાટમાં ઊભી થઈ ગઈ, અને લાંબો ઘૂમટો તાણી એક ખૂણામાં જઈ ઊભી. સુરેન્દ્ર કહેવા લાગ્યો:" મોટી બહેન, તમારી ગેરહાજરીમાં હું ખૂબ હેરાન—"

માધવીનું મુખ વસ્ત્રથી ઢંકાએલું હોવા છતાં આ સાંભળતાં તેને અંતરથી લજ્જા આવી. જીભ કરડી મનમાં જ બોલી: "છિઃ છિઃ!"

"તમારા જવા પછી—"

માધવી મનમાં જ બબડી: "કેટલું શરમજનમ!" પછી મૃદુ અવાજે બોલી: "પ્રમીલા, માસ્તર સાહેબને કહે કે બહાર જાય."

પ્રમીલા ઉમરે નાની હો છતાં મોટી બહેનનું આવું વર્તન જોઇ એટલું તો સમજી ગઈ કે આમ અહીં આવવામાં કંઈક અનુચિત થઇ ગયું છે, બોલી: "ચાલો. માસ્તર સાહેબ!"

થોડી વાર તો સુરેન્દ્ર હતબુદ્ધિ થઈ ઊભો રહ્યો. પછી કહ્યું: "ચાલો." તેને વધુ કંઇ બોલતાં આવડતું નહોતું અને વધુ કંઇ બોલવાની તેને ઇચ્છા પણ નહોતી.

દિવસ આખો વાદળથી ઘેરાયેલા આકાશમાં અચાનક સૂર્ય પ્રકાશી ઊઠતાં લોકોની નજર અનાયાસ તેની તરફ ખેંચાય છે; એ વખતે એ ખ્યાલ પણ નથી રહેતો કે સૂર્ય તરફ આમ જોવા રહેવાથી આંખ અંજાઈ જાય. સુરેન્દ્રની બાબતોમાં પણ આવું જ બન્યું. મહિના સુધી વાદળઘેર્યો આકાશ નીચે રહ્યા પછી પહેલવહેલો સૂર્યોદય થતાં જ કોઈ અદમ્ય ઉત્સાહ સાથે સુરેન્દ્ર સૂર્યના દર્શને નીકળી પડ્યો. પણ તેના આવા પરિણામની અપેક્ષા તેણે નહોતી રાખી.

તે દિવસથી જ તેની બાબતમાં રખાતી દેખરેખમાં પરિવર્તન થવા માંડ્યું. માસ્તરનો નિર્દેશ કરી એકાદ વાર બિન્દુમાશીએ કંઈ મજાક કરેલી; એટલે હવે માધવી પણ કંઇક શરમાવા લાગી. બીજી તરફ સુરેન્દ્ર પણ સંકોચ અનુભવતો થઈ ગયો હતો. મોટી બહેનનો અસીમ ગણાતો ભંડાર તેને માટે સ–સીમ થતો લાગ્યો. બહેનની લાગણી અને માતાનો સ્નેહ–સ્પર્શ જાણે કે તેનાથી છેટે રહેતાં હોય એમ લાગવા માંડ્યું.

એક દિવસ તેણે પ્રમીલાને કહ્યું: "મોટી બહેન મારા પર ગુસ્સે થયાં છે?"

"હાસ્તો!"

"શા માટે ?"

"તે તમે તે દિવસે એવી રીતે એમના ઓરડામાં ચાલ્યા ગયા?"

"નહોતું જવું જોઇતું; ખરું ને ?"

"એમ તે કંઇ જવાતું હશે? મોટી બહેનને તે દિવસે બહુ જ ખોટું લાગ્યું."

સુરેન્દ્ર ચોપડી બંધ કરતાં બોલ્યો: "હા, એ ખરું ?" આ વાત પછી કેટલાક દિવસ નીકળી ગયા. એક દિવસ બપોરે વાદળ ઘેરાઇ આવ્યાં અને સારો જેવો વરસાદ પડયો. એ દિવસથી વ્રજરાજ-બાબુ ઘેર ન હતા—જમીનદારીને લગતા કામસર ગયા હતા. માધવીને ખાસ કંઈ કામકાજ ન હતું. પ્રમીલા ખૂબ તોફાન કરી રહી હતી. માધવીએ તેને કહ્યું: "પ્રમીલા, તારી ચોપડી લાવ તો! જોઉં તો, કેટલુંક ભણી?"

પ્રમીલા તો બિચારી ઠંડી જ થઇ ગઇ. માધવીએ ફરી કહ્યું: "જા ? લઈ આવ ?"

"રાત્રે લાવીશ, મોટી બહેન ?"

"રાત્રે નહીં; અત્યારે જ લાવ ?"

ન છૂટકે, ગભરાતા મને તે પુસ્તક લઈ આવી બોલી: "માસ્તર સાહેબ કંઇયે ભણાવતા નથી. પોતે જ આખો વખત વાંચ્યા કરે છે."

માધવીએ એને પ્રશ્નો પૂછવા માંડયા. બધું પૂછતાં તેને એટલું જાણવા મળ્યું કે માસ્તર સાહેબે તેને કંઈ જ ભણાવ્યું નહોતું; એટલું જ નહીં પણ માસ્તર સાહેબને રોકયા પહેલાં જ તેને જે કંઈ આવડતું હતું તે પણ છેલ્લા ત્રણચાર મહિનામાં ભૂલી ગઇ હતી. માધવીએ ગુસ્સે થઇ બિન્દુને બોલાવી કહ્યું: "બિન્દુ, માસ્તર સાહેબને પૂછી આવ કે આટલા દિવસ એમણે પ્રમીલાને કેમ કંઇ પણ ન ભણાવ્યું."

બિન્દુ પૂછવા ગઈ ત્યારે માસ્તર સાહેબ એક 'પ્રોબ્લેમ' ને

'સોલ્ડ' કરવાની મગજમારી કરી રહ્યા હતા. બિન્દુએ પૂછ્યું; "માસ્તર સાહેબ મોટી બહેન પૂછાવે છે કે તમે પ્રમીલાને કેમ કંઈ ન ભણાવ્યું?"

પણ માસ્તર સાહેબ કંઈ જ સાંભળવા ન પામ્યા. બિન્દુએ ફરી ધાંટો પાડ્યોઃ "માસ્તર સાહેબ!"

"હું: કેમ?"

"મોટી બહેન પૂછાવે છે કે—"

"શું પુછાવે છે?"

"પ્રમીલાને કેમ કંઈ નથી ભણાવ્યું?"

અન્યમનસ્ક ભાવે તેણે ઉત્તર આપ્યોઃ "મને નથી ફાવતું." બિન્દુને થયું કે વાત કંઇ ખોટી નથી. તેણે જઇને માધવીને આ વાત કરી. માધવીને વધુ ક્રોધ ચઢયો. નીચે આવી દરવાજાની આડમાં ઊભી રહી. બિન્દુ દ્વારા પુછાવ્યું: "પ્રમીલાને કેમ કંઇજ ન ભણાવ્યું?"

બે ત્રણ વાર પૂછયા બાદ જવાબ મળ્યો: "હું નહીં ભણાવી શકું."

માધવીને થયું આ તે કંઈ જવાબ છે! બિન્દુએ પૂછ્યું: "તો પછી તમારે અહીં રહેવાનું પ્રયોજન શું?"

"ત્યારે કયાં જાઉં?"

"તો પછી ભણાવ્યું કેમ નહીં?"

સુરેન્દ્રને હવે—રહી રહીને પરિસ્થિતિનું ભાન થયું. મોં ફેરવી પૂછ્યું: "શું કહે છે?"

બિન્દુએ પહેલાં જે કહ્યું હતું તે ફરી બોલી ગઈ. સાંભળીને સુરેન્દ્રે કહ્યું: "પણ ભણવા તો એ રોજ આવે છે, ને?"

"એ તો આવે છે, પણ તમે કંઈ ભણાવો છો ખરા?"

"નહીં; મને વખત નથી રહેતો."

" તો પછી આ ઘરમાં રહેવાનો અર્થ શો ? "

સુરેન્દ્રે કંઈ જવાબ ન આપ્યો. તે પણ એ જ વિચારવા લાગ્યો.

" તો હવે તમે એને નહીં ભણાવી શકો, ખરું ને ? "

" ના. મને ભણાવવું નથી ગમતું. "

માધવીએ અંદરથી કહ્યું: " વારુ, બિન્દુ ! એમને એટલું તો પૂછ કે તો પછી આટલા દિવસથી નકામા આ ઘરમાં શા માટે પડી રહ્યા છે? " બિન્દુએ કહ્યું. સાંભળતાં જ સુરેન્દ્રનું પ્રોબ્લેમનું ઘેન ઊતરી ગયું. દુઃખી થઈ કંઇક વિચારીને કહ્યું " એ ખરું ! મારાથી મોટી ભૂલ થઇ. "

" ચચ્ચાર મહિના લગી ભૂલ જ થયા કરી ? "

" લાગે છે તો એવું જ ! પણ મને એ વિશે જરાય ખ્યાલ ન રહ્યો. "

બીજે દિવસે પ્રમીલા ભણવા ન આવી. સુરેન્દ્રે એ વાત પર ખાસ ધ્યાન ન આપ્યું. ત્રીજે દિવસે પણ પ્રમીલા ન આવી અને એ દિવસ પણ એમ જ વીતી ગયો.

ચોથે દિવસે પણ પ્રમીલા ન દેખાઈ એટલે સુરેન્દ્રે નોકરને બોલાવી કહ્યું: " પ્રમીલાને બોલાવી લાવ. "

નોકર અંદર જઈ, પાછા આવી કહ્યું: " એ હવે તમારી પાસે નથી ભણવાની. "

" ત્યારે ? કોની પાસે ભણશે ? "

નોકરે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી જવાબ આપ્યો: " બીજા માસ્તર આવશે. "

એ વખતે નવેક વાગ્યા હશે. થોડો વખત વિચાર કરી સુરેન્દ્ર ઊભો થયો. ચશ્મા ઉતારી ડબ્બીમાં રાખી ટેબલ પર મૂકી દીધાં. થોડીક ચોપડીઓ બગલમાં મારી અને ધીમે ધીમે ચાલવા માંડ્યું.

નોકરે પૂછ્યું: "માસ્તર સાહેબ, અત્યારે ક્યાં ચાલ્યા?"

"મોટી બહેનને કહી દેજે કે હું હવે જાઉં છું."

"પાછા નહીં આવો?"

સુરેન્દ્રે કદાચ આ સવાલ ન સાંભળ્યો. જવાબ આપ્યા વિના જ નીકળી ગયો. બે વાગી ગયા. પણ સુરેન્દ્ર પાછો ન ફર્યો. નોકરે જઈ માધવીને ખબર આપી કે માસ્તર સાહેબ ચાલ્યા ગયા છે.

"ક્યાં ગયા?"

"એ તો શી રીતે ખબર પડે! નવ વાગ્યાના ગયા છે. જતી વખતે મને કહેતા ગયા છે કે મોટી બહેનને કહે જે કે હું ચાલ્યો ગયો છું."

"તું શું બોલે છે! ખાધાપીધા વગર?" માધવી અત્યંત વ્યગ્ર થઈ જાતે માસ્તર સાહેબના ઓરડામાં આવી. બધું જેમનું તેમ પડ્યું હતું. ટેબલ પર ડબ્બીમાં ચશ્મા પણ પડેલા હતા. માત્ર થોડાં પુસ્તકો નહોતાં દેખાતાં.

સાંજ થઇ; રાત પડી; પણ સુરેન્દ્ર પાછો ન ફર્યો. બીજે દિવસે માધવીએ બે નોકરોને બોલાવી કહ્યું: "માસ્તર સાહેબને શોધી કાઢો તો દસ દસ રૂપિયા ઈનામ આપીશ."

ઈનામની લાલચે એમણે સારી જેવી દોડધામ કરી. સાંજે ઘેર પાછા આવી ખબર આપી: "ક્યાંય પત્તો ન ખાધો."

રડતાં રડતાં પ્રમીલાએ પૂછ્યું: "મોટી બહેન, માસ્તર સાહેબ કેમ ચાલ્યા ગયા?"

માધવીએ ધમકાવી કહ્યું: "નીકળ અહીંથી. રડવું હોય તો બહાર જઈને રડ, જા!"

એક એક કરી દિવસ પસાર થવા લાગ્યા. માધવીની વ્યગ્રતા વધતી ગઈ. બિન્દુએ કહ્યું: "મોટી બહેન, એને માટે તે વળી આટલી શોધખોળ શી? કલકત્તા જેવા શહેરમાં બીજા કોઇ માસ્તર નહીં મળે?"

માધવીએ ગુસ્સે થઇ કહ્યું: "તને તે કંઇ ભાન છે? સાથે પાઈએ લીધા વિના બિચારો ખાધાપીધા વગર નીકળી પડયો છે. એની શી વલે થતી હશે તેનોય કંઇ વિચાર આવે છે ખરો? ને કહે છે શોધખોળ શી!"

"તમે શી રીતે જાણ્યું કે એની પાસે પાઈએ નહીં હોય?"

"એ હું સારી પેઠે સમજી શકું છું. તને નહીં સમજાય."

બિન્દુ ચુપ થઇ ગઇ. સાત દિવસ વીતી ગયા. માસ્તરના કંઈ સમાચાર ન મળ્યા. માધવીએ ખાવાપીવાનું યે મૂકી દીધું.

ખાવા બેસતી કે નજર સામે ભૂખ્યા તરસ્યા સુરેન્દ્રનું મુખ તરવા લાગતું. જે માણસે ઘરમાં કદી કોઈ ખાવાની ચીજ માગી નથી તે બહાર બીજા પાસે શું માગવાનો હતો. માધવીને ખાત્રી હતી કે સુરેન્દ્ર પાસે કંઇ ખરીદવા માટે પૈસો પણ નહોતો; તેમજ ભીખ માગીને પેટ ભરવા જેટલું સાહસ પણ ન હતું. એટલે કાં તો કોઇ નાના બાળકની જેમ અસહાય બની કોઈ ઓટલા પર બેસી રડતો હશે ને કાં તો કોઇ ઝાડ નીચે પુસ્તકો પર માથું ઢાળી સૂઈ રહ્યો હશે,

વ્રજબાબુએ પાછા ફરતાં જ આ સમાચાર સાંભળ્યા. માધવીને મોઢે બધી હકીકત સાંભળી માત્ર એટલું જ કહ્યું: "આ ઠીક ન થયું, બહેન!"

માધવીની અંતરવ્યથા આંસુ બની વહેવા લાગી.

બીજી તરફ સુરેન્દ્ર કલકત્તાની શેરીઓમાં રઝળી રહ્યો હતો. ત્રણ દિવસ તો તેણે ખાધા વિના ખેંચી કાઢયા. નળનું પાણી વગર પૈસે મળી શકતું, એટલે ભૂખ લાગતી ત્યારે પેટ ભરીને પાણી પી લેતો.

એક દિવસ કોઇએ તેને કહ્યું કે કાલીઘાટ પર ખાવાનું મફત વહેંચાય છે. રખડી રઝળીને થાકેલો સુરેન્દ્ર ત્યાં નીકળી પડયો. એક તો રાત અંધારી અને તેમાં આકાશ વાદળોથી ઘેરાયેલું. ચોરંગીના વળાંક પાસેથી પસાર થતાં તે એક ગાડી સાથે અથડાયો. ગાડીવાને

મહાપ્રયત્ને વેગ રોકયો. સુરેન્દ્ર જીવથી જતો બચ્યો, પણ છાતીમાં અને પડખામાં સખત ઈજા થઇ. બેહોશ થઈ તે જમીન પર ઢળી પડયો. પોલીસે તેને ગાડીમાં નાખી હોસ્પીતલમાં પહોંચાડયો. ચાર પાંચ દિવસ સુધી બેભાન રહ્યા પછી એક રાત્રે ધીમેથી આંખો ઉઘાડી બોલ્યો: " મોટી બહેન ! "

એ રાત્રે મેડીકલ કોલેજનો એક વિદ્યાર્થી ડયુટી પર હતો. સાંભળતાં જ તે પાસે આવી ઊભો. સુરેન્દ્રે પૂછ્યું: " મોટી બહેન આવ્યા છે ? "

" કાલે સવારે આવશે. " સુરેન્દ્રે આંખો મીંચી દીધી.

બીજે દિવસે સવારે સુરેન્દ્રને પૂરૂં ભાન આવી ગયું; પણ મોટી બહેન વિશે તેણે એક શબ્દ સરખો ન ઉચ્ચાર્યો. સખત તાવને લીધે દિવસ આખો તરફડયા પછી છેક મોડી સાંજે તેણે એક જણને પૂછ્યું:

" હું હસ્પિતાલમાં છું ? "

" હા. "

" કેમ ? "

" તમે ગાડી તળે આવી ગયા હતા. "

" આમાંથી બચીશ ખરો ? "

" જરૂર "

બીજે દિવસે પેલા વિદ્યાર્થીએ આવી પૂછ્યું: " આપના કોઈ સગાં-સંબંધી અહીં રહે છે ? "

" કોઈ જ નહીં. "

" ત્યારે તે દિવસે રાત્રે તમે 'મોટી બહેન કહીને કોને બોલાવતા હતા ? એ અહીં રહે છે ? "

" રહે છે તો અહીં જ, પણ આવી નહીં શકે. મારા પિતાજીને ખબર આપી શકશો ? "

" જરૂર આપી શકીશ. "

સુરેન્દ્રે તેના પિતાનું સરનામું આપ્યું. પેલા વિદ્યાર્થીએ તે જ દિવસે એમને કાગળ લખી નાખ્યો. ત્યારબાદ મોટીબહેન વિશે જાણવા પૂછ્યું: "કોઇ બહેનો અહીં આવવા માગતાં હોય તો ખુશીથી આવી શકે છે. અમે એની વ્યવસ્થા કરી આપીશું. મોટીબહેનનું સરનામું મળે તો એમને પણ ખબર આપી શકાશે."

થોડો વખત વિચાર કર્યા પછી સુરેન્દ્રે વ્રજબાબુનું સરનામું જણાવ્યું.

"હું વ્રજબાબુની નજીક જ રહું છું. તમારા ખબર હું એમને આજે જ પહોંચાડીશ. એમની ઇચ્છા થાય તો એ પણ અહીં આવી શકશે."

સુરેન્દ્ર મૌન રહ્યો. તે તો જાણતો જ હતો કે મોટીબહેન કંઈ અહીં સુધી આવે નહીં. સહાનુભૂતિથી પ્રેરાઈ પેલા વિદ્યાર્થીએ વ્રજબાબુને ખબર પહોંચાડી. વ્રજબાબુ તો એ સાંભળી ચોંકી જ ઊઠ્યા. પૂછ્યું: "બચશે તો ખરો ને?"

"જરૂર બચી જશે."

અંદર જઈ માધવીને કહ્યું: "બહેન! આપણે ધાર્યું હતું તે જ સાચું ઠર્યું. સુરેન્દ્ર ગાડી તળે આવી ગયો છે ને અત્યારે હોસ્પીટલમાં છે." માધવીનું આખું શરીર ધ્રૂજી ઊઠ્યું.

"એણે તને યાદ કરી, 'મોટીબહેન' કહીને બોલાવી હતી. એને મળવા આવશે ને?"

એ જ વખતે પાસેના ઓરડામાં પ્રમીલાએ તોફાન કરતાં કંઈક પાડવાથી મોટો અવાજ થયો. માધવી એ તરફ દોડી ગઇ. ઘણીવારે પાછી ફરી બોલી: "તમે જોઈ આવો, મારાથી નહીં આવી શકાય."

વ્રજબાબુ સ્હેજ દુઃખી થયા. સ્મિત કરતાં કહ્યું: "અરે! એ તો વગડાઉ પશુ જેવો છે; એના ઉપર તે ગુસ્સો કરાય?"

માધવીએ કંઈ જવાબ ન આપ્યો. વ્રજબાબુ એકલા સુરેન્દ્રને મળવા ગયા. સુરેન્દ્રની હાલત જોઇ એમને દુઃખ થયું. પૂછ્યું: "સુરે-

ન્દ્ર, તમારા માબાપને ખબર આપીએ તો કેમ ?"

"ખબર આપી છે."

"તમે જરાય ચિંતા ન કરશો. હું બધી વ્યવસ્થા કરી આપીશ." પૈસાટકાનો વિચાર આવતાં કહ્યુંઃ 'પણ તે કરતાં મને જ એમનું સરનામું આપી દોને! એવો પ્રબંધ કરી નાખું કે એમને અહીં આવતાં બિલકુલ અગવડ ન પડે."

સુરેન્દ્ર આ વાતનો મર્મ સમજી ન શક્યો. તેણે કહ્યું: "બાપાજી આવી જશે; એમાં અગવડ શી પડવાની છે!"

વ્રજબાબુએ ઘેર આવી માધવીને બધી વાત કરી.

તે દિવસથી વ્રજબાબુ રોજ સુરેન્દ્રને જોવા હોસ્પીટલ જવા લાગ્યા. તેમના હૃદયમાં સુરેન્દ્ર માટે એક પ્રકારની મમતા જાગી હતી. એક દિવસ પાછા ફરી કહ્યુંઃ "માધવી તારી વાત સાચી હતી. સુરેન્દ્ર એક મોટા ધનવાનનો પુત્ર છે.

માધવીએ આગ્રહભર્યાં સ્વરે પૂછ્યુંઃ "તમે શી રીતે જાણ્યું?"

"તેના પિતા ગઈ કાલે રાત્રે જ અહીં આવ્યા; મોટા વકીલ છે."

માધવી કંઈ ન બોલી. વ્રજબાબુએ કહ્યું: "સુરેન્દ્ર ઘેરથી નાસી આવ્યો હતો."

"શા માટે?"

"આજે તેના પિતા સાથે વાતચીત થતાં તેમણે બધું કહ્યું: આ વર્ષે જ સુરેન્દ્ર એમ. એ. માં ઘણા સારા માર્કે પાસ થયો. એને વિલાયત જવું હતું. પણ આ ભાઈ રહ્યા તદ્દન અન્યમનસ્ક પ્રકૃતિના; એટલે તેના પિતા તેને વિલાયત સુધી મોકલવાનું સાહસ ન કરી શક્યા. આમ નારાજ થવાથી એ ઘરથી ચાલ્યો ગયો. સારો થતાં જ તેઓ એને ઘેર લઈ જશે."

નિશ્વાસ રોકી ઊભરાઈ આવતાં આંસુને માંડ માંડ ખાળી માધવી બોલી: "એ ઠીક થયું."

૬

સુરેન્દ્રને પોતાને ઘેર ગયે છ મહિના થઈ ગયા. આ દરમ્યાન માધવીએ એક જ વાર મનોરમાને પત્ર લખ્યો હતો; ફરી લખી શકી ન હતી.

દુર્ગા–પૂજાના ઉત્સવમાં મનોરમા પિયર રહેવા આવી. તે તો આવીને માધવીની પાછળ જ પડી: "મારે તારૂં પેલું વાંદરૂં જોવું છે."

માધવીએ હસીને કહ્યું: "મારી પાસે તે વળી વાંદરૂં કેવું!"

માધવીની હડપચી પકડી મનોરમાએ કહ્યું: "આટલામાં ભૂલી પણ ગઈ! પેલું તેં પાળ્યું હતું તે?"

"ક્યારે વળી?"

મનોરમા હસતાં હસતાં બોલી: "કેમ પેલું? તારા સિવાય જે બીજા કોઈને પણ ઓળખતું નહોતું તે? યાદ આવે છે ને?"

માધવી તો પહેલેથી જ સમજી ગઈ હતી. તેના મુખ પરથી લાલી ઊડી ગઈ. જેમતેમ મન પર કાબૂ લાવી બોલી: "ઓ હો! પેલા માસ્તરની વાત! પણ એ તો એમની મેળે જ ચાલ્યા ગયા."

"કેમ! તારા આવા સુંદર ચરણકમલનો આશ્રય ન ગમ્યો?"

માધવીએ મુખ ફેરવી લીધું—કંઈ જવાબ ન આપ્યો. મનોરમાએ પોતાને હાથે તેનું મુખ સ્નેહ અને આદરપૂર્વક પોતાની તરફ ફેરવ્યું. તેનો ઉદ્દેશ તો માત્ર મજાક જ કરવાનો હતો, પણ તેણે જોયું કે માધવીની બંને આંખો સજળ બની ગઈ હતી. આશ્ચર્યથી તેણે પૂછ્યું: "માધવી! આ શું?"

માધવી પોતાના મનોભાવોને વધુ રોકી ન શકી. મોઢે પાલવ ઢાંકી તે એકદમ રડી પડી.

મનોરમાના આશ્ચર્યનો પાર ન રહ્યો. આવે વખતે શી વાત કરવી એ પણ તેને ન સૂઝયું, એટલે તેને રડવા દીધી. થોડીવાર રહી બળપૂર્વક માધવીના મુખ પરથી પાલવ ખસેડી દુ:ખી અવાજે કહ્યું: "તું આવી કેવી બહેન! એક નજીવી મશ્કરી પણ ન થાય?"

માધવીએ આંસુ લૂછતાં કહ્યું: "તું ભૂલી જાય છે કે હું વિધવા છું." બંને સખીઓ રડી પડી; ઘણીવાર સુધી ચૂપચાપ રડયા જ કર્યું. મનોરમાના રડવાનું કારણ હતું, માધવીનું દુ:ખ-તેનું વૈધવ્ય. પણ માધવીના રડવાનું કારણ કંઇક જુદું જ હતું. 'તારા સિવાય જે બીજા કોઈને પણ નહોતો ઓળખતો' એવા મનોરમાએ વગર સમજ્યે જ ઉચ્ચારેલા વાકયમાંની મનોવેધકતાએ માધવીના હૃદયનો ઘા તાજો કર્યો. ઘણીવાર પછી મનોરમાએ કહ્યું: "ગમે તેમ પણ એ કંઈ ઠીક ન કહેવાય."

"શું ઠીક ન કહેવાય?"

"મારે મોઢે બધું શા માટે બોલાવે છે? હું સમજી ગઈ છું."

છ છ મહિનાથી જે વેદના માધવી મહામહેનતે છુપાવતી આવી હતી તે મનોરમા પાસે છૂપી ન રહી શકી. માધવી મોં સંતાડી એક બાળકની જેમ રડી પડી.

છેવટે મનોરમાએ પૂછયું: "પણ એ અહીંથી ચાલ્યા કેમ ગયા?"

"મેં જ એમને જવાનું કહ્યું."

"એ બહુ સારૂં કર્યું—ડહાપણનું કામ કર્યું."

માધવીએ જોયું કે મનોરમા કંઇ જ સમજી ન હતી. ધીમે ધીમે તેણે બધી વાત માંડીને કહી. છેવટે ઉમેર્યું: "પણ જો એ બચી ન ગયા હોત તો હું ગાંડી જ બની ગઈ હોત."

મનમાં જ મનોરમા બબડી: "ગાંડપણમાં હવે બાકીયે શું રહ્યું છે?"

ભારે હૈયે મનોરમા ઘેર આવી. તે જ રાત્રે પતિને પત્ર લખવા બેઠી. લખ્યું:

"તમારી વાત સાચી હતી. સ્ત્રીઓનો કંઇ ભરોસો નહીં. આજે તો હું પણ એ સ્વીકારૂં છું; કારણ કે આજે માધવીએ મને સારો પાઠ આપ્યો છે. હું નાનપણથી તેને ઓળખું છું, એટલે દોષ તેને નથી દેતી—દેવાની હિંમત પણ નથી. હું તો સમસ્ત સ્ત્રી-જાતિને દોષ દઉં છું. વિધાતાને દોષ દઉં છું કે શા માટે એમણે નારીહૃદય આટલું કોમળ અને પાણી જેવું તરલ બનાવ્યું? એનું નિર્માણ કરવામાં આટલો બધો સ્નેહ ઢાળી નાખવાની સલાહ તેને કોણે આપી? વિધાતાના ચરણોમાં મારી નમ્ર પ્રાર્થના છે કે હૃદયોને કંઈક કઠોર બનાવતા જાય. તમારા ચરણોમાં પણ મારી વિનંતી છે કે આ જ ચરણો પર માથું ઢાળી તમારૂં મુખ નિરખતી નિરખતી મરૂં. માધવીને જોઈ હવે મને ભય લાગવા માંડયો છે. મારી જન્મ-ભરની ધારણાઓ તેણે ઊંધી વાળી છે. મારામાં પણ વધુ વિશ્વાસ ન રાખતાં, જલદી આવી મને લઇ જાઓ..."

પતિનો ઉત્તર આવ્યો.

"રૂપ અને ગુણ કદી ઢાંકયા ઢંકાયાં છે? એ તો સ્વયંપ્રકાશિત છે. જેના હૃદયમાં પ્રેમ ભર્યો છે, જે પ્રેમ કરવો જાણે છે તે તો પ્રેમ કરી જ છૂટશે. માધવીલતા રસાલ વૃક્ષનું આલંબન કરે એ સંસારનો સ્વાભાવિક જ ક્રમ છે. એમાં તું કે હું શું કરી શકવાના હતાં? તારામાં મને પૂરો વિશ્વાસ છે, એ વિશે તું બેફિકર રહેજે."

સ્વામીનો પત્ર મનોરમાએ માથે ચડાવ્યો. પ્રણામ સાથે બીજા પત્રમાં લખ્યું:

"મોં બળી માધવી! એ ન કરવાનું કરી બેઠી છે; અંતરથી તેણે બીજા એક સાથે સ્નેહ કર્યો છે."

પત્ર વાંચી મનોરમાનો પતિ મનમાં જ હસ્યો. તેણે મજાક કરતાં લખ્યું:

"માધવી મોં બળી છે એ વાતમાં તો કોઈ સંદેહ નથી; કેમ કે વિધવા હોવા છતાં તેણે હૃદયથી બીજા કોઇ સાથે સ્નેહ કર્યો છે. તેના આ વર્તનથી તમને પણ ગુસ્સો ચઢે એ દેખીતુ છે. શા માટે તેણે–વિધવા હોવા છતાં–સધવાઓના એ અધિકારમાં માથું માર્યુ ? જ્યાં લગી હું જીવું છું ત્યાં લગી તો તારે ચિંતા કરવા જેવું પણ નથી. અને આવી સગવડ જતી કરવા જેવું પણ નથી. ચાહવાના અધિકારની જે તક સાંપડી છે તેનો લાભ લઇ ખુશીથી બીજા એકાદ સાથે સ્નેહ કરી લે. કદાચ તું નહીં માને પણ સાચું પૂછે તો તારા પત્રમાંની હકીકતથી મને જરાય આશ્ચર્ય નથી થયું. મેં એકવાર એક વેલ જોઈ હતી; લગભગ અરધા ગાઉ સુધી જમીન પરજ આગળ વધતી ગઈ હતી. પણ અંતે એક વૃક્ષને વળગી ચઢવા માંડી–તે પછી તો એ એટલી ફાલી કે આજે ફૂલ અને પાનના ભારથી લચી પડે છે. તું અહીં આવે ત્યારે આપણે બંને એ વેલ જોવા જઈશું."

પત્ર વાંચી નારાજ થયેલી મનોરમાએ જવાબ ન લખ્યો.

માધવીનું મુખ દિવસે દિવસે નિસ્તેજ થતું જતું હતું. સદા પ્રફુલ્લિત રહેતું વદન ગંભીરતા ધારણ કરતું જતું હતું. કામકાજમાં જીવ ન ચોંટતો. તેના દરેક કામમાં શિથિલતા દેખાવા લાગી. સૌની કાળજી રાખવામાં તે હવે પહેલાં કરતાં પણ વધુ ઉત્સાહ દાખવતી, પણ પહેલા જેટલી ચોકસાઈ રહી નહોતી; વખતો વખત ભૂલો થતી રહેતી.

હજી પણ સૌ કોઈ તેને 'મોટી બહેન' કહી બોલાવતાં. હજી બધાંએ કલ્પતરૂ તળે આવી હાથ લંબાવતાં અને અભીષ્ટ ફળની પ્રાપ્તિ કરી પાછા ફરતાં પણ હવે એ વૃક્ષ પહેલાં જેવું સરસ રહ્યું ન હતું. ઘરના જૂના માણસોને આશંકા થતી કે રખેને વખત જતાં આ વૃક્ષ સુકાઈ જાય !

મનોરમા રોજ આવતી. બીજી અનેક વાતો થતી, પણ પેલી વાતનો જરા સરખો નિર્દેશ ન થતો. મનોરમા જાણતી હતી કે

એથી માધવીને દુઃખ થતું હતું. એટલે હવે એ વિશેની ચર્ચા જેટલી ઓછી થાય તેટલું સારૂં. મનોરમાને થતું કે અભાગણી માધવી એમ કરીને પણ એ બધું ભૂલી શકે, તો યે ઘણું.

સુરેન્દ્ર સાજો થઇ પિતાને ત્યાં આવ્યો. સાવકી માએ તેની પહેલાં જેટલી કાળજી લેવી છોડી દીધી હતી. એથી સુરેન્દ્રના શરીરને પણ કંઈ અંશે આરામ મળ્યો. છતાં તે તદ્દન સાજો તો ન થઇ શક્યો. તેના અંતરમાં એક મૂક વ્યથા ઘર કરી રહી. રૂપ કે યૌવનની પિપાસા હજુ તેના મનમાં ઉદ્ભવી ન હતી. એ વિશે તેને વિચારો પણ ન આવતા. હજુ પણ તે અન્યમનસ્ક રહેતો. પોતા પર જ આધાર રાખવા જેટલી શક્તિ હજુ કેળવી ન હતી, તેમ છતાં કોના ઉપર આધાર રાખી શકાય એ પણ તેને સૂઝતું ન હતું. પણ સૂઝતું નહોતું એનો અર્થ એમ નથી કે દરમ્યાનમાં પણ તે પોતાનું કામ પોતે જ ચલાવી લેતો. હજુ પણ પોતાના કામ માટે તેને બીજાના મુખ સામે તાકી રહેવું પડતું. છતાં પહેલાંની જેમ તેને કોઇના કામથી સંતોષ ન થતો. દરેક કામમાં તેને કોઇને કોઈ ખામી જરૂર દેખાતી. આવા પ્રકારનું તેનું વર્તન જોઈ તેની સાવકી મા કહેતીઃ "સુરેન્દ્ર આજકાલ ઘણો બદલાઇ ગયો છે."

એક વાર સુરેન્દ્રને તાવ આવ્યો. તાવની અતિશયતાથી વ્યાકુળ બનેલા સુરેન્દ્રની આંખમાંથી પાણી વહેવા માંડયું. પાસે જ સાવકી મા બેઠી હતી. એને માટે આવો પ્રસંગ પહેલો જ હતો. તે પણ રડી પડી. પ્રેમપૂર્વક સુરેન્દ્રનાં આંસુ લૂછી પૂછ્યુંઃ "સુરેન્દ્ર ! બેટા ! શું થાય છે ?"

સુરેન્દ્ર ચુપ રહ્યો. થોડી વારે તેણે એક પોસ્ટ કાર્ડ માગ્યું વાંકાચુંકા અક્ષરે તે પર લખ્યુંઃ "મોટી બહેન, મને તાવ ચઢયો છે. ખૂબ હેરાન થાઉં છું."

પરંતુ એ પત્ર ટપાલની પેટીમાં ન પહોંચ્યો. પહેલાં તેના

પલંગ પરથી જમીન પર પડયો. પછી ઓરડો સાફ કરવા આવેલા નોકરે તે ઉપાડી દાડમનાં ફોતરાં, બિસ્કિટના ટુકડા અને દ્રાક્ષનાં બિયાં સાથે એ પત્તું પણ બહાર ફેંકી દીધું. સુરેન્દ્રના હૃદયની આકાંક્ષા ધૂળમાં મળી, હવામાં ફેંકાઈ ઝાકળમાં ભીંજાઇ તડકે તપી આખરે એક બાવળના વૃક્ષ નીચે જઈ શમી ગઈ.

પહેલાં તો તેણે પ્રત્યુત્તરમાં મોટી બહેનના પોતાના દર્શનની જ આશા રાખેલી. પછી થયું, કંઈ નહીં તો એમના હસ્તાક્ષરવાળો પત્ર તો જરૂર આવશે. અનેક દિવસો વીતી ગયા, પણ એ આશા પણ ન ફળી. ધીમે ધીમે તેનો તાવ ઉતરી ગયો અને થોડા વખતમાં તો તે હરતો ફરતો પણ થઇ ગયો.

આ પછી સુરેન્દ્રના જીવનમાં એક મહત્વનો બનાવ બન્યો. બનાવ તદ્દન નવો તો ન જ કહેવાય, છતાં અતિ સ્વાભાવિક ખરો. સુરેન્દ્રના પિતા એ ઘણા વખતથી જાણતા હતા અને એની અપેક્ષા કરી રહ્યા હતા.

સુરેન્દ્રના નાના પબના જીલ્લાના મધ્યમ શ્રેણીના જમીનદાર હતા. વીસ પચીસ ગામની એ જમીનદારીની આવક વરસ દહાડે લગભગ પચાસ હજારની થવા જતી. એક તો તેમને બાલબચ્ચું નહિ અને વધારામાં રહ્યા લોભી પ્રકૃતિના; એટલે દેખીતી રીતે જ આવકના પ્રમાણમાં ખર્ચ ઘણો ઓછો થતો. આમ થવાથી પોતાના લાંબા આયુષ્યમાં તેમણે સારૂં જેવું ધન એકઠું કર્યું હતું. આ બધો વૈભવ એમની હયાતી પછી એમના એક માત્ર દૌહિત્ર સુરેન્દ્રને મળવાનો છે, તેની સુરેન્દ્રના પિતાને ખાત્રી જ હતી અને બન્યું પણ એમ જ. સસરાના મરણ પથારીએ પડયાના સમાચાર મળતાં જ તેઓ દીકરાને સાથે લઇ પબના જવા નીકળી પડયા. પણ તેઓ ત્યાં પહોંચે તે પહેલાં જ તેમના શ્વસુર મહાશય સ્વર્ગ પ્રતિ પ્રસ્થાન કરી ચૂકયા હતા.

ખૂબ ધામધૂમથી તેમનું શ્રાદ્ધ કર્યું. શૃંખલિત જમીનદારી વધુ

શ્રૃંખલામાં બંધાઇ. વકીલાતના ધંધામાં રીઢા થયેલા વકીલ સાહેબે પોતાના અનુભવોનો ઉપયોગ જમીનદારીની વ્યવસ્થામાં કર્યો. તેમની આકરી શાસન-વ્યવસ્થામાં પ્રજા વધુ હેરાન થવા લાગી.

હવે તો સુરેન્દ્રના વિવાહ પણ આવશ્યક થઇ પડયા. વિવાહની વાતો લાવનારાઓની અવરજાથી ગામ આખામાં જાણે ચેતન આવી ગયું હતું. પચાસ પચાસ ગાઉ સુધી આ માગા લાવનારાઓએ એક પણ ઘર બાકી ન રાખ્યું, જેમાં કુંવારી સુંદર કન્યા હોય. ચાર છ મહિના આમ નીકળી ગયા. સૌ સમાવહાલાં સાથે તેની સાવકી મા આવી પહોંચી, છેવટે એક દિવસ ખૂબ ધામધૂમથી ગામ આખાને ઢોલ નગારા અને શરણાઇના અવાજથી ભરી દઇ વાજતે ગાજતે સુરેન્દ્ર વિવાહ કરી આવ્યો.

*

# ૭

બીજાં પાંચ વર્ષ નીકળી ગયા. દરમ્યાન રાય મહાશય—સુરેન્દ્રના પિતા—અને વ્રજબાબુ, બંને પરલોકગમન કરી ગયા હતા. સુરેન્દ્રની સાવકી મા પોતાને ભાગે આવેલી મિલકત લઇ પોતાના પિતાને ત્યાં રહેતી હતી.

આજકાલ લોકોમાં સુરેન્દ્રની જેટલી પ્રશંસા થતી તેટલી જ નિંદા પણ થતી. કેટલાકના અભિપ્રાય મુજબ, તેના જેવો બંધુ-વત્સલ, ઉદાર, સરલ સ્વભાવનો અને મૈત્રી નિભાવનારો બીજો ભાગ્યે જ કોઈ હશે. જ્યારે કેટલાકની નજરમાં તેના જેવો જુલ્મી અને અત્યાચારી જમીનદાર તેમની જાણમાં આખા દેશમાં હજુ સુધી કોઈ પાકયો ન હતો.

એક રીતે પરસ્પર વિરોધી લાગતા આ બંને અભિપ્રાય સાચા હતા. પહેલો અભિપ્રાય સુરેન્દ્રના સંબંધમાં અક્ષરશઃ સાચો હતો; જ્યારે બીજો અભિપ્રાય તેના મેનેજર મથુરાનાથને વિશે સાચો ઠરતો હતો.

સુરેન્દ્રની બેઠકમાં આજ કાલ તેના દોસ્ત—યારોની સારી જેવી ભીડ રહેતી, તેઓ લહેરથી મોજ શોખ મારતા; પાન—બીડી, મદ્ય—માંસ વગેરે કોઈ પણ ચીજ માટે ચિંતા કરવી પડતી નહોતી. જે જોઈતું તે તરત જ હાજર થઇ જતું. આ બધો પ્રબંધ કરવામાં મેનેજર મથુરાબાબુ ખૂબ ઉત્સાહ દાખવતા. કોઈ પણ હિસાબે આવા ખર્ચને પહોંચી વળવાની વ્યવસ્થા તેઓ કરી લેતા; છતાં કદી એ ભાર જમીનદારની તિજોરી પર પડવા ન પામતો. મથુરાબાબુની કાર્યદક્ષતાને પ્રતાપે આ બધા ખર્ચનો બોજો પ્રજાને વેઠવો પડતો! મથુરાબાબુના શાસનમાં જમીનદારનું કોઈ પણ લેણું વસૂલ થયા વિનાનું રહે એ માની ન શકાય એવી વાત હતી. પ્રજાના ઝૂંપડા બાળી નખાતવાં,

ગામ બહાર કાઢી મૂકવાં કે કચેરીની કોટડીમાં ભૂખ્યા તરસ્યા પૂરી રાખવા, જેવા ઉપાયો યોજવામાં તે ભારે કુશળ હતા.

પ્રજાનાં આક્રંદ કદી કદી શાન્તિદેવીને કાને પહોંચતાં ઠપકો આપી તે સ્વામીને કહેતીઃ "તમે જાતે જમીનદારીની દેખરેખ નહીં રાખો તો બધું ધૂળધાણી થઇ જશે."

સુરેન્દ્ર આ સાંભળી લગભગ ચોંકી પડતો. કહેતો; "એ ખરૂં! શું આ બધું સાચું છે? પ્રજા પર આટલો બધો જુલમ થતો હશે?"

"નહીં ત્યારે! આખા દેશમાં તમારી નિંદા થાય છે; તમારે જ કાને નથી પહોંચતી. ચોવીસે કલાક મિત્રો સાથે મજલીસ જમાવી રંગરાગ ઉડાવતા હોય તેને કાને આવી વાત શી રીતે પહોંચી શકે? આ બધો વાંક મેનેજરનો જ છે. મને તો લાગે છે કે એને કાઢી જ મૂકવો જોઈએ.

સાંભળીને સુરેન્દ્ર દુઃખી થતો. ઝંખવાણો પડી જઈ કહેતોઃ "તારી વાત સાચી છે. આવતી કાલથી હું જાતે જ બધી દેખરેખ રાખીશ."

પછી થોડા દિવસ ખૂબ જ ઉત્સાહપૂર્વક જમીનદારીની દેખરેખ રખાતી. મથુરાબાબુ ગભરાઇ ઊઠતા, અને કોઈ કોઈ વાર ગંભીર થઈ કહેતાઃ "સુરેન્દ્રબાબુ, આમ તે કંઈ જમીનદારી નભતી હશે!"

સુરેન્દ્ર ફિક્કું હસી કહેતો. "મથુરાબાબુ, ગરીબ અને દુઃખી લોકોના રક્ત–શોષણ પર નભતી જમીનદારી ન રહી તોય શું?"

"તો પછી મારી શી જરૂર છે? મને પણ રજા આપી દો એટલે પૂરૂં થાય."

રજા આપવાની વાત આવતાં સુરેન્દ્ર નરમ બની જતો, અને ધીમે ધીમે એ આખા ય તંત્રનું રગશિયું ગાડું પાછું જૂને ચીલે ચાલતું થઈ જતું. સુરેન્દ્ર ફરી પોતાનું બેઠકખાનું સંભાળી બેસી

રહેતો; કદી બહાર નીકળવાની તસ્દી પણ ન લેતો.

થોડા દિવસ થયા એય નવું જ વાતાવરણ ઊભું થયું છે. ગામ બહાર એક બગીચાવાળા બંગલામાં કલકત્તાથી એલોકેશી નામની એક વેશ્યા આવીને રહી હતી. નૃત્ય-ગાન જેવી કલામાં તે કુશળ હતી, દેખાવમાં પણ કંઈ ખરાબ ન હતી. છિન્નભિન્ન થયેલા મધપૂડાની માખીઓની જેમ સુરેન્દ્રના સોબતીઓ તેની બેઠક છોડી પેલા બંગલામાં ભરાવા લાગ્યા. તેમના આનંદ અને ઉત્સાહનો પાર ન રહ્યો. એ લોકો સુરેન્દ્રને પણ ત્યાં ખેંચી લઈ ગયા.

આ જ ત્રણ ત્રણ દિવસ થયા શાંતિને પતિદેવનાં દર્શન થયાં ન હતાં. ચોથે દિવસે સ્વામીને પાછા ફરતાં જોઇ બારણા વચ્ચે જ બેસી પડી પૂછયું: "ક્યાં હતા આટલા દિવસ?"

"બગીચાવાળા બંગલામાં."

"એવું તે ત્યાં શું બળ્યું છે કે ત્રણ ત્રણ દિવસ સુધી ઘેર પાછા આવવાનું યે ભાન રહે?"

"એ ખરૂં."

"બધી જ વાતમાં 'એ ખરૂં?' કહી દીધું કે પત્યું જાણે. મેં બધી વાત સાંભળી છે." કહેતાં કહેતાં શાંતિ રડી પડી. "મેં તમારો એવો તે શો અપરાધ કર્યો છે કે તમે મને આવી રીતે તરછોડો છો?"

"ના, ના...પણ...પણ...હું તો..."

"તરછોડવું નહીં તો બીજુ શું? અમારૂં સ્ત્રીઓનું આથી વધારે ભારે અપમાન બીજુ શું હોઈ શકે?"

"એ ખરૂં! પણ પેલા લોકો—"

સુરેન્દ્રના શબ્દો શાન્તિને કાને ન પહોંચ્યા. તે વધુ રડતાં બોલી: "તમે સ્વામી છો; મારા દેવ છો. મારે માટે આ લોક અને પરલોકમાં તમે જ સર્વ છો. હું શું તમને નથી જાણતી? મને ખબર છે કે તમને મારે માટે જરાય લાગણી નથી. એક દિવસ માટે પણ

કદી હું તમારૂં મન નથી મેળવી શકી. મારી આ યાતનાઓનો ખ્યાલ તમને કોણ આપે? તમારે શરમાવું પડે કે તમારા મનને કલેશ થાય એવું ન બને. એ વિચારથી તો આજ લગી એ વિશે મેં એક શબ્દ સરખો નથી ઉચ્ચાર્યો.

"શાન્તિ! પણ તું રડે છે શા માટે?"

"શા માટે રડું છું તે તો મારો અંતર્યામી જ જાણે છે. હું જાણું છું કે તમે બેદરકાર નથી; તમને પણ દુઃખ થાય છે. તમે પણ બીજુ શું કરો?" શાન્તિએ આંસુ લૂછ્યાં. "મારે જીવનભર યાતનાઓ સહેવી પડે તેનો મને અફસોસ નથી; માત્ર તમને શું દુઃખ છે એટલું જ જો એક વાર જાણી શકું તો..."

સુરેન્દ્રે તેને પોતાની પાસે ખેંચી. પોતાને હાથે તેના આંસુ લૂછી સ્નેહભર્યા સ્વરે કહ્યું: "જાણીને શું કરીશ, શાંતિ?"

આવા પ્રશ્નનો તે કંઈ ઉત્તર હોય! શાંતિ ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

ઘણી વારે તે બોલી: " આજ કાલ તમારૂં શરીર પણ ક્યાં સારૂં રહે છે?"

"આજકાલ જ શા માટે? છેલ્લા પાંચ વરસથી સારૂં જ ક્યારે રહ્યું છે? કલકત્તામાં ગાડી તળે આવી જવાથી પીઠ અને છાતીમાં ઇજા થઈ હતી. એને લઈને પછી મહિનો આખો મારે પથારીવશ રહેવું પડેલું. એ અકસ્માત થયો તે દિવસથી આજ લગી, મારૂં શરીર કયે દિવસે સારૂં રહ્યું છે? હજુ એ દુઃખાવો ગયો નથી. કોઈ કોઈ વાર તો મને જ આશ્ચર્ય થાય છે કે હું જીવી શી રીતે શકું છું!"

શાંતિએ સ્વામીની છાતી પર હાથ મૂકી કહ્યું: "ચાલો, આપણે કલકત્તા રહેવા જઈએ ત્યાં સારા વૈદ ડોકટરો પણ મળી..."

સુરેન્દ્ર તરત ઉત્સાહમાં આવી બોલી ઊઠયો: " વાહ! સરસ વિચાર છે. ચાલો, જઈએ. ત્યાં મોટી બહેન પણ છે."

શાંતિએ કહ્યું: " તમારા મોટી બહેનને જોવાનું મને પણ બહુ મન છે. એમને લઈ આવશો ને ? "

" શું કામ ન લાવું ?" થોડું રહી તે બોલ્યો: " જરૂર આવે, જો એકવાર તેને સમાચાર મળે ને કે હું મરવા પડયો—"

શાંતિએ સુરેન્દ્રના મોં પર હાથ મૂકી આગળ બોલતો અટકાવ્યો. બોલી: " તમારે પગે પડું છું. દયા કરી આવી વાતો મોં પર ન લાવશો. "

" જો એ આવી જાય, તો મને કોઈ વાતનું દુ:ખ ન રહે."

અભિમાનથી શાંતિનું હૃદય પુલકિત થઇ રહ્યું. થોડી ક્ષણો પહેલાં જ સ્વામી પોતાના કોઇ નથી એવો આક્ષેપ તેણે સુરેન્દ્ર પર કર્યો હતો. પણ સુરેન્દ્ર એ બધું સમજી કે જોઇ ન શકયો. તે તો જે કંઈ કહી રહ્યો હતો. તેને માણવામાં જ મસ્ત હતો. તેણે કહ્યું:" તું પોતેજ જઇને મોટી બહેનને બોલાવી લાવજે જશે ને ?"

શાંતિએ માથું હલાવી સંમતિ આવી.

" એ આવશે ત્યારે તું પણ જોઇ શકશે કે મારે કોઈ પણ પ્રકારનું દુઃખ નહીં રહે. "

શાંતિની આંખોમાંથી અશ્રુ વહી રહ્યાં હતાં.

બીજે દિવસે તેણે દાસી દ્વારા મથુરાબાબુને કહેવડાવી દીધું કે બગીચામાં રહેનારી પેલી બાઈને તે જ વખતે ત્યાંથી વિદાય કરી દે. આમ કરવામાં જો વિલંબ થશે તો મથુરાબાબુને નોકરી છોડવાનો વખત આવશે. અને પોતાના સ્વામીને પણ કહી દીધું: કે " ગમે તેમ થાય પણ જો તમે આ ઘરની બહાર એક ડગલું પણ મૂકયું, તો હું મારૂં માથું ફોડી લોહીની નદી વહેવડાવીશ ."

" એ વાત તો સાચી પણ પેલા લોકો..."

" એ 'પણ'ની પણ વ્યવસ્થા કરી લઈશ." શાનિએ ફરી દાસી બોલાવી આજ્ઞા આપી:" દરવાનને કહી દે કે પેલા અકર્મીઓને હવે આ ઘરમાં પેસવા ન દે."

બીજો કોઈ રસ્તો ન સૂઝવાથી મથુરાબાબુએ એલોકેશીને વિદાય કરી દીધી. પેલા દોસ્તદાર–મિત્રો પણ રસ્તો માપી ગયા. મથુરાબાબુએ જમીનદારીના કામકાજમાં મન પરોવ્યું.

સુરેન્દ્રનો છાતીનો દુખાવો હળવો થયો, એટલે કલકત્તા જવાનું માંડી વાળ્યું. કલકત્તા જવાનો શાંતિનો ઉત્સાહ પણ પહેલાં જેટલો ન રહ્યો; એટલે ત્યાં જ રહી સ્વામીની બને તેટલી સેવાચાકરી કરી તેમના રોગના ઇલાજ કરવા લાગી. કલકત્તાથી ખાસ એક કુશળ ડૉક્ટર બોલાવ્યો. સુરેન્દ્રને સારી પેઠે તપાસી તેણે એક દવા લખી આપી અને ખાસ ભલામણ કરી: " છાતીની અત્યારની હાલતમાં તેમણે કોઈ પણ પ્રકારનો શારીરિક કે માનસિક શ્રમ ઉઠાવવો ન ન જોઇએ. "

પવન પ્રમાણે પીઠ ફેરવતાં મેનેજર સાહેબને તો એટલું જ જોઈતું હતું. તેમની શાસન પ્રણાલિએ ગામેગામ બમણો હાહાકાર મચાવી દીધો. આ ત્રાસ અને જુલમની વાતો કદી કદી શાંતિને કાને પણ પહોંચતી, પણ તે સ્વામીને જણાવવાનું સાહસ કરી શકતી નહીં.



વ્રજબાબુના સ્વર્ગવાસ પછી કલકત્તાના મકાનનો બધો કરભાર શિવચંદ્રે સંભાળી લીધો. ઘરમાં માધવીને સ્થાને નવી વહુ ઘરની દેખરેખ રાખવા લાગી. માધવી હજુ ત્યાં જ હતી. તેનો ભાઈ શિવચંદ્ર તેને માટે મમતા–સ્નેહ રાખતો; છતાં માધવીને હવે ત્યાં જરાય ગોઠતું ન હતું. હજુ પણ ઘરના દાસ–દાસી, ગુમાસ્તા વગેરે સૌ કોઈ તેને 'મોટી બહેન' કહીને બોલાવતાં છતાં સૌ એ પણ સારી રીતે જણાતાં કે તિજોરીની ચાવી હવે કોઈ બીજાના હાથમાં રહે છે. જો કે શિવચંદ્રની પત્ની કોઈ પણ બાબતમાં માધવીની આજ્ઞા ઉથાપતી કે મર્યાદા લોપતી, એવું તો કદી ન બનતું; છતાં તે કોઈ એવો ભાવ વ્યકત કરતી કે જેથી માધવી સારી પેઠે સમજી જાય કે હવે એની સલાહ–સૂચના વિના કંઈ પણ કરવું ઉચિત નથી.

તે વખતે ઘર પિતાનું હતું અને હવે થયું ભાઈનું! એટલે એટલા પૂરતોય ફેર તો પડી જ ગયો. પહેલાં તેનો આદર થતો અને જીદ પણ ચાલતી. હવે આદર તો થતો પણ જીદને સ્થાન ન હતું. પહેલાં પિતાના આદરને લઈને તે જ સૌ કંઈ–કુલ મુખત્યાર હતી. હવે તેની ગણના માત્ર અંગત સંબંધી અને કુટુંબીજન તરીકે જ થતી.

પણ આમ કહેવાનો અર્થ એ ન થવો જોઈએ કે આ રીતે શિવચંદ્ર કે તેની પત્નીને દોષિત ઠરાવવાનો પ્રયત્ન થાય છે; અને એ સીધી રીતે રજુ ન કરતાં આડકતરી રીતે રજુ કરી એક રીતે તેમની નિન્દા જ કરી છે. એમ માનનારની ગેરસમજ થાય છે. આ તો આ સંસારના, આજલગી ચાલ્યા આવતાં નિયમ અને નીતિ–રીતિનો ઉલ્લેખ માત્ર છે. માધવીનું નસીબ જ ફૂટેલું હતું; તેને માટે

કોઇપણ એવું ન રહ્યું જેને તે પોતાનું ગણી શકે–પણ તેથી કંઈ બીજું કોઈ પોતાનો અધિકાર છોડે ખરૂં? સ્વામીની માલ–મિલકત પર તેની પત્નીનો અધિકાર હોય એ તો દેખીતું છે; અને એ વાતથી શિવચંદ્રની પત્ની અજ્ઞાત હોય એ પણ કેમ બને? શિવચંદ્ર માધવીનો ભાઈ થાય એ ખરૂં; પણ તેથી શિવચંદ્રની પત્નીને શું? બીજાને ખાતર, તે શા માટે પોતાનો અધિકાર છોડે? માધવવી આ બધુંય સમજતી. વ્રજબાબુની હયાતીના વખતમાં જ્યારે વહુ નાની હતી ત્યારે માધવીને મન પ્રમીલા અને વહુમાં કોઇ ફેર ન હતો. પરંતુ હવે બધી જ બાબતમાં મતભેદ થતો. તે સદાની આત્માભિમાનિની હતી; એટલે જ તે આજે સૌથી નીચી હતી; એટલે તે ભાગ્યે જ બોલતી. જ્યાં પોતાનું જોર ન ચાલતું ત્યાં તે માથું ઊંચું કરતી જ નહીં; કારણ કે તેમ કરતાં તેનું અભિમાન ઘવાતું–જે, તે સહી શકે તેમ ન હતું. મનમાં દુઃખ થતું ત્યારે ચુપચાપ સહી લેતી–શિવચંદ્રને ઉલ્લેખ કરી અધિકાર જાળવવાની વૃત્તિનો તેને અભ્યાસ ન હતો. ઉલટું એવી વૃત્તિને તે ધિક્કારતી. સાધારણ સ્ત્રીઓની લડવા ઝઘડવાની વૃત્તિ પ્રત્યેની તેની ઘૃણા કેટલી હતી તેનો બીજાને તો ખ્યાલ સરખો ન હતો.

એક દિવસ તેણે શિવચંદ્રને બોલાવી કહ્યું: "ભાઇ મારે સાસરે જવું છે?"

શિવચંદ્રને આશ્ચર્ય થયું. કહ્યું: "સાસરે! પણ ત્યાં છે કોણ?"

મૃત પોતાનો નિર્દેશ કરી માધવીએ કહ્યું: "એમનો નાનો ભાણેજ કાશીમાં મારી નણંદ સાથે રહે છે. તેને લઇ હું નિરાંતે ગોલાગામમાં રહીશ."

પબના જીલ્લાના ગોલા ગામમાં માધવીનું સાસરૂં હતું. શિવચંદ્ર હસીને બોલ્યો: "એમ તે કંઈ થતું હશે? ત્યાં રહાને તું હેરાન હેરાન થઇ જઈશ."

"એમાં હેરાન થવા જેવું શું છે? ત્યાંનું ઘર પણ હજુ સારી હાલતમાં છે. ઉપરાંત પાંચ દસ વીઘાં જમીન પણ છે. એક વિધવાના જીવનનિર્વાહ માટે આટલું પૂરતું નથી?"

"નિર્વાહનો સવાલ નથી. પૈસાનો પણ પ્રશ્ન નથી. પણ ત્યાંની અગવડોનું શું?"

"મારે વળી અગવડ સગવડ શી?"

થોડીવાર વિચાર કરી શિવચંદ્રે કહ્યું: "પણ આખરે તારે જવાનું કારણ શું છે? એકવાર કંઇ ખુલાસો કરે તો સમજ પડે. કંઈ કારણ હોય તો તેનો નિવેડો લાવીએ."

તેણે પત્ની પાસેથી બ્હેન વિરુદ્ધ કંઈક સાંભળ્યું હોય એમ તેના બોલવામાં એ વાતનો ધ્વનિ સંભળાયો. પણ આ સાંભળી, માધવીનું મોં તો શરમથી લાલ થઈ ગયું. તેણે કહ્યું: "ભાઈ, તને શું એમ લાગે છે કે હું તારે ત્યાંથી કોઈ કંકાસને લીધે ચાલી જાઉં છું?"

આ સાંભળી શિવચંદ્ર પોતે પણ શરમાયો. એકદમ બોલી ઊઠયો; "ના, ના, બહેન! મેં એવું કયારે કહ્યું? હું તો ઊલટો એમ પૂછું છું કે આજ લગી આ ઘર હંમેશાં તારૂં જ રહ્યું છે; તો પછી તું આજે એ છોડવાની વાત શા માટે કરે છે!"

બંનેનાં મન સદ્‌ગત પિતાની સ્નેહભરી સ્મૃતિઓથી છલકાઈ ગયાં. ભાઈ બહેનની આંખો સજળ બની ગઈ. આંસુ લૂછી માધવી બોલી; "હું પાછી આવીશ. તારા દીકરાની જનોઈ પ્રસંગે મને તેડાવજે. અત્યારે તો મને જવા દે."

"એને તો હજુ આઠ–દસ વર્ષ થશે!"

"છતાં જીવતી હોઈશ તો જરૂર આવીશ."

કોઈ પણ રીતે ત્યાં રહેવાની વાત માધવીએ ન માની. તેણે જવાની તૈયારી કરવા માંડી. નવી વહુને બોલાવી ઘરનું કામકાજ સમજાવી દીધું. નોકર ચાકરોને બોલાવી સૌને આશીર્વાદ આપ્યા.

જતી વખતે શિવચંદ્રે અશ્રુપૂર્ણ નયને બહેન પાસે આવી કહ્યું: "માધવી, તારા આ ભાઈએ તો કદી, તને ઓછું આવે એવું વર્તન નથી કર્યું ને?"

માધવીએ કહ્યું: "કેવી વાત કરે છે, ભાઈ?"

"કોઈ અશુભ ઘડીએ મારાથી જાણ્યે અજાણ્યે એવું કંઈ બોલાઈ ગયું હોય તો—"

"ના, રે ભાઈ! એવું કંઈયે નથી."

"સાચું કહે છે?"

"ખરેખર."

"બસ; હવે હું તને તારે પોતાને ઘેર જતાં નહીં અટકાવું. તને જ્યાં ફાવે ત્યાં નિરાંતે રહે. પણ જો, મને તારા સમાચાર જરૂર મોકલતી રહેજે."

માધવીએ કાશી જઈ પોતાના ભાણેજને સાથે લીધો અને પછી સાત વર્ષે ગોલાગામમાં ફરી પોતાના સ્વામીના ઘરમાં પગ મૂકયો.

પણ આથી ગોલાગામના ચેટરજી મહાશય ભારે વિમાસણમાં આવી પડયા. યોગેન્દ્રનાથના પિતાની સાથે તેમની સારી મૈત્રી હતી. આથી મરતી વખતે યોગેન્દ્રનાથ પોતાની મિલકતની વ્યવસ્થા એમને સોંપી ગયા હતા. યોગેન્દ્રનાથ હયાતીમાં પણ જમીન વગેરેની દેખરેખ તેઓ જ રાખતા એટલે યોગેન્દ્રનાથ એ બાબત ખાસ ધ્યાન ન આપતા. સસરા પૈસાપાત્ર હોવાથી વારસામાં મળેલી પિતાની આ નજીવી સંપત્તિ એમની નજરમાં વિશેષ ગણનાપાત્ર નહોતી રહી. આથી એમના દેહાન્ત પછી ચેટરજી મહાશયે બિલકુલ ન્યાયપૂર્ણ અધિકારથી એ સંપત્તિનો ઉપભોગ કરવા માંડયો. વાંધો લેનાર કોઈ ન નીકળ્યું. હવે, આટલા લાંબા ગાળા પછી, વિધવા માધવીના આગમનથી તેમના સુવ્યવસ્થિત અને સારી પેઠે જામી ચૂકેલા કારભારમાં તેમણે એક પ્રકારનો ખળભળાટ અનુભવ્યો. માધવીનો આ

હસ્તક્ષેપ તેમને અનુચિત લાગ્યો. તેમણે ચોક્કસપણે માની લીધું કે માધવી કેવળ ઈર્ષ્યા અને દ્વેષને લઇને તેને હેરાન કરવા જ અહીં આવીને રહી છે. નારાજ થઈ તેમણે કહ્યું: "જુઓ, વહુમા! તમારી બે વીઘા જમીન હતી. તેનો દશ વર્ષનો વેરો આજલગી નથી ભરાયો. વ્યાજ સાથે ગણતાં આજે સો રૂપિયા થવા જાય. જો એ ન ભરી શકાયા તો જમીનનું લીલામ પણ થઇ જાય."

માધવીએ પોતાના ભાણેજ સંતોષકુમાર દ્વારા કહેવડાવ્યું કે તેઓ પૈસાની ચિંતા ન કરે; અને તરતજ સો રૂપિયા ગણી આપ્યા. જો કે ચેટરજી મહાશયે આ રૂપિયા કોઈ જુદી જ રીતે ઉપયોગમાં લીધા.

છતાં માધવી એટલેથી જ બેસી ન રહી. સંતોષકુમાર સાથે કહેવડાવ્યું: "કેવળ બે વીઘાની જમીન પર જ કંઈ મારા સસરાનો નિર્વાહ ન ચાલી શકે; માટે બાકીની જમીન ક્યાં અને કોની પાસે છે તે મારે જાણવું છે?"

ચેટરજી મહાશય અધિક ક્રૂદ્ધ થયા. તેમણે જાતે આવીને કહ્યું: "એ બધી જમીન વેચાઈ કે જપ્ત થઈ ગઈ છે. આઠ આઠ દસ દસ વરસ સુધી કર ભર્યા વગર બેસી રહીએ, પછી પાસે જમીન ક્યાંથી રહે?"

"કેમ? જમીનની ઉપજ એટલી યે નહોતી કે કર ભરવા જેટલી રકમ પણ થઇ શકે? અને ખરેખર જમીન વેચાઈ જ ગઈ હોય, તો એ તો કહો કે એ કોણે વેચી, ક્યારે વેચી અને અત્યારે કોના કબજામાં છે? વિગતો મળે તો એની પણ કંઈ વ્યવસ્થા કરી શકીએ, અને એ બાબતમાં કંઇ દસ્તાવેજ વગેરે પણ હશેને? તે ક્યાં છે?"

ચેટરજી મહાશયે આ બધી વિગતોનો જવાબ આડો અવળો જેમ ફાવ્યો તેમ આપ્યો. પણ માધવી તેમાંનો એક અક્ષર પણ સમજી ન શકી. થોડો વખત બ્રાહ્મણદેવતા ખૂબ બબડતા રહ્યા. પછી

હાથમાં છત્રી લઇ કેડે રામનામી બાંધી અને ખભે ધોતિયું મૂકી જમીનદારની લાલગામની કચેરી તરફ જવા નીકળી પડયા. સુરેન્દ્રનું મકાન અને મથુરાબાબુની કચેરી લાલગામમાં જ હતાં. આઠ દસ ગાઉની મુસાફરી કરી બ્રાહ્મણ દેવતા સીધા મથુરાબાબુની કચેરીએ પહોંચ્યા. દાખલ થતાં જ તે રડી પડયા. "ઇશ્વર તમારૂં કલ્યાણ કરે, ભાઈ! આ ગરીબ બ્રાહ્મણને શેરીએ શેરીએ રઝળી ભીખ માગવાનો વારો આવ્યો છે. માબાપ!"

મથુરાબાબુને ત્યાં તો આવા કંઈક આવતા. મોં ફેરવી પૂછ્યું: "શું છે?"

"આ ગરીબ બ્રાહ્મણને બચાવો."

"પણ છે શું, એ તો કહે?"

વિધુબાબુ ચેટરજીએ માધવી પાસેથી મળેલા સો રૂપિયાની દક્ષિણા મથુરાબાબુના હાથમાં મૂકી કહ્યું: "આપ તો ધર્માવતાર છો. મને નહીં બચાવો તો પાયમાલ થઈ જઈશ."

"પણ કહે તો ખરો કે શું થયું?"

"ગોલાગામના રામતનુ સન્યાલની વિધવા પુત્રવધૂ, ભગવાન જાણે કયાંથી ફૂટી નીકળી છે; અને હવે મારી જમીન માટે દાવો કરે છે."

"પણ એ, એવું શા માટે કરે?"

બ્રાહ્મણ દેવતાએ હાથમાં જનોઈ લઈને મેનેજરનો હાથ પકડી કહ્યું: "છેલ્લા દસ વરસથી હું સરકારી વેરો ભરતો આવ્યો છું."

"જમીન ખેડી ખાઓ છો તે વેરો તો ભરો જ ને? એમાં કયો ઉપકાર કર્યો?"

"બધી આપની કૃપા..."

મથુરાબાબુ બ્રાહ્મણ દેવતાની દાનત જાણી ગયા. "પેલી વિધવાની આંખમાં ધૂળ નાખવી છે, ખરૂં ને?"

બ્રાહ્મણ વિધુ ચુપચાપ જોતો રહ્યો.

"જમીન કેટલા વીઘાં છે?"

"પચીસેક વીઘાં હશે."

મનમાં હિસાબ ગણી મથુરાબાબુએ કહ્યું: "લગભગ ત્રણ હજાર રૂપિયાની જમીન થઈ. જમીનદાર સાહેબને સલામી કેટલી મળશે?"

"એ તો જેવો તમારો હુકમ—ત્રણેક સો રૂપિયા બહુ થશે."

"એમ! ત્રણસો રૂપિયા આપી તું ત્રણ હજારનો માલ પચાવવા માગે છે, એમને? જા, મારાથી કંઈ નહીં થઇ શકે."

આંખમાં આંસુ લાવી બ્રાહ્મણ બોલ્યો: "તમે કેટલા આપવાના કહો છો?"

"એક હજાર રૂપિયા! બોલ ભરશે?" આ પછી ઘણીવાર સુધી વાટાઘાટ ચાલી અને પરિણામે યોગેન્દ્રનાથની વિધવા પર બાકી નીકળતા દસ વરસના વેરા માટે વ્યાજ સાથે બધું મળી કુલ દોઢ હજાર રૂપિયાના લેણાની ફરિયાદ કોર્ટમાં નોંધાવવામાં આવી. સમન્સ નીકળ્યો; પણ તે માધવી સુધી પહોંચ્યો જ નહીં. એક તરફી ડીક્રી થઈ ગઈ અને દોઢ મહિને માધવીને ખબર પડી કે તેની બધી માલમિલ્કત જપ્ત થઈ ચૂકી છે અને તેના લિલામની જાહેરાત પણ થઈ ગઈ છે.

માધવીએ એક પડોશણને બોલાવી પૂછ્યું: "અહીં શું બધા ચોર લૂંટારાજ રહે છે?"

"કેમ? શું થયું?"

"બીજું શું? કોઈ માણસ દગો કરી મારી બધી માલમિલકત પડાવી લે, અને તમને કોઈને તેની ખબર સુદ્ધાં નહીં?"

પડોશણે કહ્યું: "શું થાય, બહેન! જમીનદાર પોતે જ જ્યારે માથે રહીને લિલામ કરાવતો હોય, ત્યારે અમારા જેવા ગરીબ તેમાં શું કરી શકે?"

"એ તો હવે થવાનું હતું તે થયું; પણ મારી મિલકતનું લિલામ થાય અને મને તેની ખબર સરખી આપવામાં ન આવે? આવો તે કેવો છે તમારો જમીનદાર છે!"

પેલી પડોશણે તેને બધી વાત વિસ્તારપૂર્વક કહી. છેવટે ઉમેર્યું: "આટલો ઘાતકી જમીનદાર અને આવો જુલમ અત્યાર લગી આ દેશમાં કદી નથી સાંભળ્યો." આ ઉપરાન્ત તેને વિશે બીજી અનેક વાતો કહી; તેને વિશે સંભળાતી બધી લોકવાયકાઓ પણ તેણે માધવીને કહી. કંઈક સંકોચપૂર્વક માધવીએ પૂછ્યું: "જમીનદાર સાહેબને જાતે મળીએ તો કંઈ થઈ શકે ખરું?"

"પોતાના ભાણેજ સંતોષકુમાર ખાતર માધવી એ પણ કરવા તૈયાર થઈ. પેલી સ્ત્રી તરત તો કંઈ જવાબ ન આપી શકી, પણ થોડી વારે બોલી: "હું મારા ભાણેજ પાસેથી બધી વિગતો જાણીને તમને કહી શકું."

તેની બહેનનો દીકરો બે ત્રણ વાર લાલગામ જઈ આવ્યો હતો; એટલે સુધી કે એ ગોડશી વિશેની વાતો પણ તેની જાણમાં હતી. માસીએ જ્યારે રામતનુબાબુની વિધવા પુત્રવધૂની જમીનદારને મળવાની ઇચ્છા તેને જણાવી ત્યારે તેણે ચહેરો ખૂબ જ ગંભીર બનાવી પૂછ્યું: "એ વિધવા પુત્રવધૂ કેવડીક છે?"

માસીએ કહ્યું: "હશે વીસ એકવીસ વરસની."

"હં!" જરા ડોકું હલાવી પૂછ્યું: "અને દેખાવે કેવીક છે?"

"રૂપાળી, અપ્સરા જેવી."

મોં પર કંઈક વિચિત્ર ભાવ દર્શાવી તેણે કહ્યું: "ત્યારે તો રૂબરૂ મળવાથી કામ જરૂર થઈ જાય. પણ મારું માનો તો એને માટે, આજે રાત્રે જ એકાદ વહાણુ ભાડે કરી પોતાના પિતાને ત્યાં ચાલ્યા જવું વધુ સલાહભર્યું છે."

"કેમ? કેમ?"

"તમે કહ્યું ને કે એ અપ્સરા જેવી સુંદર છે!"

"પણ તેથી ગામ છોડવાની કંઇ જરૂર?"

"એમાં બધું જ આવી ગયું. દેખાવમાં અપ્સરા જેવી છે એટલી વાત માત્ર જમીનદાર સુરેન્દ્રરાયને ત્યાં પહોંચે એટલી જ વાર!"

માસીએ ગાલ પર હાથ મૂકી કહ્યું: "એમ! વાત એટલી હદે પહોંચી છે?"

ભાણેજ ધીમું હસી બોલ્યો: "હા; આજે તો સૌ કોઈ એ સારી પેઠે જાણે છે."

"ત્યારે તો તેને ન મળવામાં જ માધવીનું ભલું છે."

"હારતો."

"પણ તેના ઘર-બાર, જર-જમીન બધું જ જવા બેઠું છે; તેનું શું?"

"ચેટરજી મહાશય જેવા માણસો આમાં સંડોવાયેલા હોય ત્યારે ઘર-બાર, કે જર-જમીન પાછા મેળવવાની આશા રાખવી વ્યર્થ છે. વળી એ રહી ખાનદાન કુટુંબની દીકરી. માલમિલકત તો જતાં જશે, પણ સાથે આબરૂ જવાનો યે વખત આવશે, તેનું શું?"

બીજે દિવસે પેલી સ્ત્રીએ માધવીને બધી વાત કરી. માધવી તો એ સાંભળી ચકિત જ થઇ ગઇ. દિવસ આખો તેના મનમાં જમીનદારના વિચાર જ ઘોળાયા કર્યા. સુરેન્દ્રરાય! નામ તો સારી પેઠે પરિચિત હોય એમ લાગ્યા કરતું; પણ બીજી વાતોનો કંઇ મેળ ખાતો ન હતો. કેટલા વખતથી એ નામ તેના મનમાં રમી રહ્યું હતું! આજે એ વાતને પાંચ વર્ષ વીતી ગયાં. કંઇક વિસ્મૃતિ પણ થઈ ચૂકી હતી; આજે ઘણે દિવસે ફરી તેની યાદ તાજી થઈ.

માધવીની એ આખી રાત બેચેનીમાં વીતી. ઊંઘમાં પણ તેને જાતજાતનાં સ્વપ્ન આવ્યા કર્યાં. જુની સ્મૃતિઓ ફરી ફરી તેની મનઃસૃષ્ટિ સામે ખડી થતી, અને આંખો આંસુથી છલકાઈ જતી.

તેની સામે જોઇ સંતોષકુમારે કહ્યું: "મામી, મારે મારી બા પાસે જવું છે."

માધવી પણ એવું જ કંઈક વિચારી રહી હતી. અહીં રહેવું જ ન હોય તો પછી તેને માટે કાશીવાસ સિવાય બીજો માર્ગ જ રહ્યો ન હતો. જમીનદારને જાતે મળવાને તેનો ઉપક્રમ પણ સંતોષને ખાતર જ હતો. પણ હવે તો એ પણ બની શકે તેમ ન હતું. આડોશીપાડોશી પણ એવું સાહસ ન ખેડવાની સલાહ આપતા હતા.

આ બનાવ પછી માધવીની ચિંતાઓમાં એકનો ઉમેરો થયો. એ નવી ચિંતાનાં કારણ હતાં તેનાં રૂપ અને યૌવન! માધવીને થયું કે પોતે જ અભાગણી છે; નહીં તો હજુ સુધી આ ઉપદ્રવો શરીરનો સાથ કેમ ન છોડે? ગયા સાત વર્ષમાં આજ સુધી, ન તો તેને કદી પોતાના રૂપ કે યૌવન વિશે વિચાર સરખો આવ્યો હતો, કે ને કોઈ તેવો વિચાર પ્રેરનાર મળ્યું હતું. સ્વામીના અવસાન પછી પિતાને ઘેર આવીને સૌને મોઢે બા, બહેન જેવાં સંબોધનો જ સાંભળવાનો તેને અભ્યાસ પડી ગયો હતો. આવા આદરદર્શક સંબોધનોએ તેના માનસને એક પ્રકારે અકાળે વૃદ્ધ બનાવી દીધું હતું. જ્યાં તેને "મોટીબહેન" બનીને એક માતાની જેમ સૌની સેવા-સુશ્રુષા કરવાની હોય, ત્યાં આ રૂપ કે યૌવન કયાંથી સાંભરે? જેમનો અત્યાર-સુધી ખ્યાલ ન હતો, તેનો હવે ખ્યાલ આવ્યો--અને એક ચિંતા પણ વધી. લજ્જાથી ફિક્કું હસતાં બબડી: "અહીંના લોકો તે પશુ છે કે જાનવર?" પણ અહીં માધવીની ભૂલ થતી હતી. બધાંના મન કંઈ તેની જેમ, એકવીસ બાવીસ વર્ષની ઉમરમાં વૃદ્ધ ન થઇ જાય.

ત્રણ દિવસ પછી જમીનદારનો એક પસાયતો માધવીના ઘરના બારણા સામે બેસી, લોકોને એકઠા કરી સુરેન્દ્રરાય વિશે નવીનવી વાતો સંભળાવવા લાગ્યો. આ જોઈ માધવી સંતોષનો હાથ પકડી ધસીને આગળ કરી નીકળી પડી અને વહાણમાં ચડી બેઠી.

ઘર પાસેજ નદી હતી. તેને થયું, એકવાર પ્રમીલાને પણ મળતી જાઉં. તેણે ખલાસીને, વહાણ સોમપુરા તરફ હંકારવાની સૂચના આપી.

પ્રમીલાના વિવાહ ગોપાલગામથી પંદર ગાઉ દૂર સોમપુરામાં થયા હતા. એક વરસથી તે સાસરે રહેતી હતી. કદાચ તે પાછી કલકત્તા જવાની પણ હોય. પણ તે વખતે માધવી ત્યાં ક્યાંથી હોય? એટલે તેણે પહેલાં તેને મળી લેવું ઉચિત ધાર્યું.

સવાર થતાં જ ખલાસીઓએ વહાણ હંકાર્યું. પવન તેમજ પ્રવાહ પ્રતિકૂળ હોવાથી વહાણ કિનારે કિનારે વાંસ અને કાંટાળા વૃક્ષોમાં થઈને ઘાસપાનને ખસેડતું ધીમે ધીમે આગળ વધવા લાગ્યું. સંતોષકુમારને તો ખૂબ મજા પડી. વહાણની છત પર ચડી પસાર થતાં વૃક્ષોનાં પાંદડાં પકડવા–તોડવા તેણે હાથ ઉછાળવા માંડયા. ખલાસીઓએ કહ્યું: "જો પવન આમ ને આમ રહેશે ને ધીમો નહીં પડે તો કાલ બપોર પહેલાં સોમપુર પહોંચવું મુશ્કેલ પડશે."

માધવીને તો અગિયારશ હતી પણ સંતોષકુમાર માટે રસોઈ-પાણી કરવાનાં હોવાથી વચ્ચે ક્યાંક રોકાવું પડે તેમ હતું. ખલા-સીઓએ કહ્યું: "પાસે એક નાનું ગામ છે, ત્યાં જ લંગર નાખશું. જોઈતું કરતું બધુંય ત્યાં મળી રહેશે."

દાસીએ કહ્યું: "ઠીક ત્યારે એમ જ કરો, ભાઈ! દસ અગિયાર વાગતાં પહેલાં છોકરાને ખાવાનું મળે એટલે થયું."

૯

કારતક મહિનો પૂરો થવા આવ્યો. થોડી થોડી ટાઢ પણ પડવા માંડી. સુરેન્દ્રના ઉપરના ખંડમાં બારીમાં થઇ પ્રવેશતા પ્રાતઃ-કાળના સૂર્યના કિરણો અત્યંત મધુર લાગતાં હતાં. બારી પાસે એક તરફ સુરેન્દ્ર બેઠો હતો. સામે ટેબલ પર હિસાબના ચોપડા તેમજ કાગળ પત્રોનો ઢગલો પડયો હતો. આવકજાવક, લેણદેણ, મુકદ્દમા અંગેના કાગળીઆ, ફાઈલો વગેરેને સુરેન્દ્ર, એક પછી એક ઉથલાવીને તપાસતો જતો હતો. એક રીતે આ તપાસવા કરવા અંગેનુ કામકાજ સુરેન્દ્રને માટે લગભગ અનિવાર્ય થઇ પડયું હતું; કારણ કે તે ન હોય તો વખત ક્યાં કાઢવો એ પણ તેને પ્રશ્ન થઇ પડતો. કેટલીકવાર તો આ બાબત વિશે શાંતિ સાથે પણ કજીઓ થઈ પડતો. મહામહેનતે તે શાંતિને સમજાવી શકયો હતો કે અક્ષરો સામે જોતા રહેવાથી છાતીનો દુખાવો વધતો નથી તેમજ એમ કંઈ મૂર્છા પણ આવી જતી નથી. શાંતિએ લાચાર થઇ એ સ્વીકાર્યું. એટલું જ નહીં પણ વખતોવખત તેના કામમાં મદદ પણ કરવા લાગી.

હમણાં હમણાં શાંતિએ સુરેન્દ્રના મન પર સારો કાબૂ જમાવ્યો હતો. શાંતિની એકેએક વાત તે માનતો—જો કે અત્યાર સુધી પણ એમ જ થતું આવ્યું હતું. પણ વચમાં થોડા દિવસ સુરેન્દ્રના નવરા દોસ્તદારોએ આવી શાંતિને ઠીક ઠીક હેરાન કરી મૂકી હતી. હવે તો શાંતિની સલાહથી સુરેન્દ્રે ઉપરથી નીચે ઊતરવાનું પણ મૂકી દીધું હતું. ડોકટરોની સલાહ સૂચનાઓનું અક્ષરશઃ પાલન કરવા તે પોતાથી બનતું સર્વ કંઇ અજમાવી ચૂકતી.

હમણાં તે પાસે બેસીને કાગળોના એક ચોડાને લાલ દોરાથી

બાંધતી હતી. કાગળ વાંચતાં વાંચતાં અચાનક માથું ઊંચું કરી સુરેન્દ્રે બૂમ મારીઃ "શાંતિ!"

શાંતિ કંઈ કામ માટે ઓરડાની બહાર ગઈ હતી. થોડીવારે પાછા ફરી પૂછ્યું: "મને બોલાવી?"

"હા. મારે નીચે કચેરીમાં જવું છે."

"નીચે નથી જવું. તમારે શું જોઈએ છે તે કહો, હું લાવી આપીશ."

"મારે કંઈ નથી જોઇતું. માત્ર મથુરાબાબુ જોડે થોડી વાત કરવી છે."

"તેમાં નીચે જવાની શી જરૂર છે? હું એમને ઉપર બોલાવડાવું છું. પણ અત્યારે એમની શી જરૂર પડી?"

"મારે એમને કહેવું છે કે આવતા મહિનાથી હું એમને છૂટા કરવા માગું છું."

શાંતિને આશ્ચર્ય થયું. જો કે ઊંડે ઊંડે તેણે સંતોષ જ અનુભવ્યો. પૂછ્યું: "પણ તેનો કંઇ અપરાધ?"

"એમનો શો અપરાધ છે તે તો હું અત્યારે ન કહી શકું. પણ હમણાં હમણાં તેણે ભારે ઉપાડો લીધો લાગે છે." કોર્ટનું એક સર્ટિફિકેટ અને બીજા કાગળપત્રો બતાવી કહ્યું: "આ જો! ગોલાગામની એક વિધવાની બધી માલમિલકત લિલામ કરાવી પોતે ખરીદી લીધી. એકવાર મને પૂછ્યું પણ નહીં."

સાંભળીને શાંતિને પણ દુઃખ થયું. "હાય, હાય! વિધવાની? આ શું સારૂં કહેવાય? પણ એ લિલામ શા માટે કર્યું?"

"દસ વરસનો તેનો વેરો બાકી હતો. વ્યાજ સાથે દોઢ હજાર રૂપિયા લેણા કાઢી તેની ઉપર ફરિયાદ માંડી."

રૂપિયાની વાત સાંભળી શાંતિ કંઇક ઠંડી પડી. હસતાં હસતાં બોલીઃ "તો પછી એમાં મેનેજરનો શો વાંક? આટલા બધા રૂપિયા છોડી પણ કેમ દેવાય?"

સુરેન્દ્ર અન્યમનસ્ક બની વિચારવા લાગ્યો. શાંતિએ ફરી પૂછ્યું: "આટલા રૂપિયા કેવી રીતે છોડી દેવાય?"

"છોડી ન દેવાય તો શું એક અસહાય વિધવાને ઘરમાંથી કાઢી મુકાય? તને શું લાગે છે?" પ્રશ્નમાં રહેલી માર્મિકતા શાંતિના હૈયાની આરપાર ચાલી ગઈ. અપ્રતિભ થઈ દુઃખી સ્વરે બોલી: "ઘરમાંથી તો કેમ કાઢી મુકાય? રૂપિયા છોડવા જ હોય તો એ તમારે જોવાનું છે. હું તમને શા માટે તેમ કરતાં અટકાવું?"

સુરેન્દ્રે હસીને કહ્યું: "ના, ના, શાંતિ! રૂપિયા મારા એકલાના થોડા જ છે? પણ ધારો કે કાલે ઊઠીને મને કંઈ થયું તો તું—"

"એવું એવું શા માટે બોલો છો?"

"શાંતિ! તો તું મારી આશા અભિલાષાઓ પરિપૂર્ણ કરવા મથે ખરી કે નહીં?"

શાંતિની આંખોમાં આંસુ ઊભરાવા લાગ્યાં. સ્વામીની આવી અસ્વસ્થ તબિયત વખતે તેમના આવા શબ્દોથી તેને ભય લાગ્યો કહ્યું: "પણ તમે આવી વાતો શા માટે કરો છો?"

"કરું છું, કારણ કે કરવી ગમે છે. શાંતિ, એ માટે મારી આશા અભિલાષાઓ શી છે તે જાણી નહીં રાખે?" શાંતિએ આંખે પાલવ ઢાંકી માથું હલાવ્યું.

થોડીવારે સુરેન્દ્રે કહ્યું: "આ તો મારી મોટી બહેનનું નામ છે!" શાંતિએ પાલવ ખસેડી સુરેન્દ્રના મુખ તરફ જોયું. સુરેન્દ્રે એક કાગળ બતાવી કહ્યું: "આ જો! આમાં મારી મોટી બહેનનું નામ છે."

"ક્યાં છે, જોઉં?"

"આ, જો! 'માધવીદેવી'—જેમના ઘરબારનું લિલામ થયું તે." શાંતિ આટલા શબ્દોમાં જ બધું સમજી ગઈ. બોલી: "એટલા માટે જ તેને બધું પાછું આપી દેવા માગો છો, ખરુંને?"

સુરેન્દ્રે હસીને કહ્યું: "હા, એટલા જ માટે બધું પાછું સોંપી દેવા માગું છું; બધું જ!"

માધવીની વાત સાંભળી શાંતિને દુઃખ થયું. કદાચ તેમાં ઇર્ષ્યાનો પણ થોડો અંશ હતો. "એમ પણ બને કે એ જ તમારી મોટી બહેન ન પણ હોય. એમાં તો માત્ર 'માધવી' જ લખ્યું છે. માત્ર નામથી જ કંઇ..."

"મોટી બહેનના નામનું હું એટલું પણ સન્માન ન કરૂં?"

"તે ભલે કરો. પણ તે કંઇ તમારા મોટી બહેનને ઓછું જ પહોંચવાનું છે?"

"એમને પહોંચે કે ન પહોંચે! પણ એથી હું એ નામની ઉપેક્ષા કરી શકું ખરો?"

"એમ તો એવા ઘણાના નામ હોય!"

"તું એક કાગળ પર દુર્ગામાતાનું નામ લખી, તેના પર પગ મૂકી શકે ખરી?"

"છિઃ દેવદેવીનાં નામ વચમાં શા માટે લાવો છો?"

સુરેન્દ્ર હસી પડયો. "ચાલો ત્યારે! એમનાં નામ એક બાજુએ મૂકો. તું જો મારૂં એક કામ કરે તો હું તને પાંચ હજાર રૂપિયા આપું."

શાંતિએ ઉત્સાહભેર જવાબ આપ્યો: "કહો! તમારૂં કયું કામ કરી આપું?"

સામે દીવાલ પર સુરેન્દ્રની એક તસ્વીર લટકતી હતી. એ તરફ આંગળી ચીંધી બોલ્યો: "જો, આ છબી—"

"તે શું?"

"જો એ ચાર બ્રાહ્મણોને હાથે નદીને કાંઠે બળાવી શકે..."

પાસેજ વીજળી પડતાં જેમ લોહી ઠરી જાય તેમ શાંતિનું લોહી ઠરી ગયું. મોં પર સાપે કરડેલા રોગી જેવી કાલિમા છવાઇ

ગઇ. થોડીવાર પછી ધીમે ધીમે તેના મોં પર અને આંખોમાં લાલી પાછી આવવા માંડી. સ્વામી સામે એક કરુણ દૃષ્ટિ કરી, કંઈ પણ બોલ્યા વિના નીચે ઊતરી ગઈ. પુરોહિતને બોલાવી વિધિપૂર્વક શાંતિ અને સ્વસ્ત્યયનની વ્યવસ્થા કરાવી; મનમાં પ્રતિજ્ઞા કરી કે મોટીબહેન ગમે તે હોય, પણ હવે તેને વિશે એક શબ્દ પણ ઉચ્ચારવો નહીં. તે પછી ઘરના બારીબારણાં બંધ કરી ઘણીવાર સુધી તેણે રડયા કર્યું. જીવનભરમાં તેણે કદી આવું અસહ્ય વેણ સાંભળ્યું ન હતું.

સુરેન્દ્ર થોડીવાર તો ચુપચાપ બેસી રહ્યો; પછી બહાર નીકળ્યો. કચેરીમાં મથુરાબાબુને જોતાં વેંત પૂછ્યું: "ગોલાગામમાં કોની જમીનનું લિલામ થયું?"

"રામતનુ સન્યાલની પુત્રવધૂની જમીનનું."

"શા માટે?"

"આપણો દસ વરસનો વેરો બાકી હતો."

"એનું ખાતું જોઉં?"

મથુરાબાબુ દિગ્મૂઢ જ બની ગયા. થોડીવાર રહી બોલ્યા: "ખાતાવહી વગેરે હજુ પબનાથી પાછા નથી આવ્યા."

"તો કોઈ માણસ મોકલી મંગાવી લ્યો. બિચારી વિધવાને રહેવા પૂરતી પણ કંઇ જગ્યા રહેવા દીધી છે ખરી?"

"હું નથી ધારતો રહી હોય."

"તો હવે એ ક્યાં રહેશે?"

મથુરાબાબુએ હિંમત એકઠી કરી કહ્યું: "આટલા દિવસ જ્યાં રહેતી હતી ત્યાં વળી?"

"આટલા દિવસ એ ક્યાં રહેતી હતી?"

"કલકત્તા. એના પિતાને ત્યાં."

"એના પિતાનું નામ જાણો છો?"

"હા, વ્રજલાલ લાહિડી."

"અને એ વિધવાનું નામ?"

"માધવી દેવી."

"સુરેન્દ્રની આંખે અંધારા આવ્યા. એ ત્યાં જ બેસી પડયો, આ જોઈ મથુરાબાબુ ગભરાઈ ઊઠયા. પૂછવા લાગ્યા: "આપને શું થાય છે?"

સુરેન્દ્રે તેને જવાબ ન આપતાં એક નોકરને બોલાવી કહ્યું: "એક સારો ઘોડો તૈયાર કરો. મારે અત્યારે જ ગોલાગામ જવું છે, અહીંથી ગોલાગામ કેટલું દૂર હશે?"

"દશેક ગાઉ હશે."

"હજુ તો નવ વાગ્યા છે. એકાદ વાગ્યા સુધી પહોંચી જવાશે, નહીં?"

ઘોડો આવતાંજ તે પર સવાર થઈ પૂછયું: "કઈ બાજુ છે?"

"સીધા ઉત્તર તરફ. આગળ જતાં પશ્ચિમ તરફ વળવું પડશે."

ચાબુક પડતાં જ ઘોડો દોડવા લાગ્યો.

શાંતિએ વાત સાંભળી ઠાકોરજીના ઓરડામાં જઈ માથું પટક્યું. "ઠાકુર દેવતા! આખરે આ જ થવાનું હતું? એ સાજા સમા પાછા ફરી શકશે ખરા?"

સુરેન્દ્રની પાછળ ગોલાગામ તરફ બે બીજા ઘોડેસ્વારો મારતે ઘોડે દોડાવવામાં આવ્યા, બારીમાંથી એમને જોઈ શાંતિએ આંસુ લૂછ્યાં. બોલી: "દુર્ગા મા! હું જોઈએ તેટલા બોમ ચઢાવીશ, મા! એમને સાજા સમા ઘેર પાછા વાળ, તારી તરસ છિપાય તેટલું મારા કાળજાનું લોહી પાઈશ, મા! મારા સ્વામીનું રક્ષણ કરજે!"

ગોલાગામ હજુ બે ગાઉ દૂર રહ્યું હતું. ઘોડાનું આખું શરીર ફીણથી ભરાઈ ગયું હતું, ધૂળના ગોટા ઉડાડતો, ખેતરોની વાડ તોડતો અને નાળા કુદાવતો ઘોડો, જોસભેર દોડી રહ્યો હતો. માથે મધ્યાહ્નનો સૂર્ય તપતો હતો.

ઘોડા પર બેઠાં બેઠાં સુરેન્દ્રને ચક્કર આવવા લાગ્યાં. અંદરની

એકે એક નસ તૂટતી હોય તેવી વેદના થવા લાગી. એકાદ વાર ખાંસી આવી અને સાથે જ મોંમાંથી બે ત્રણ લોહીનાં ટીપાં, ધૂળથી મેલા થયેલા અંગરખા પર પડયાં. સુરેન્દ્રે મોં લૂછી નાખ્યું. એક વાગ્યા પહેલાં જ તે ગોલાગામ આવી પહોંચ્યો. રસ્તે એક દુકાનદારને પૂછ્યું:

"ગોલાગામ આ જ ને?"

"હા, જી."

"રામતનુ સન્યાલનું ઘર કયું?"

"પેલી તરફ."

ઘોડો એ તરફ વળ્યો અને થોડીવારમાં જ એ ઘર સામે આવી ઊભો.

દરવાજા પર એક સિપાઈ બેઠો હતો. માલિકને જોઇ તેણે ઊભા થઈ સલામ કરી.

"ઘરમાં કોણ છે?"

"કોઇ નથી."

"કોઇ નથી? કયાં ગયા?"

"સવારે જ એક વહાણમાં બેસી ચાલ્યા ગયા."

"કયાં? કયે માર્ગે?"

"દક્ષિણ તરફ."

"નદીને કિનારે કિનારે રસ્તો હશે ખરો? ઘોડો જઈ શકશે?"

"કંઈ કહેવાય નહીં. ઘણું કરીને તો એવો કોઇ રસ્તો નથી."

ફરી ઘોડો વેગથી દોડવા લાગ્યો. બે એક ગાઉ કાપ્યા પછી ઘોડાને માટે આગળ વધવું મુશ્કેલ બની ગયું. સુરેન્દ્ર ઘોડા પરથી ઊતરી પડયો. અને પગે ચાલવા લાગ્યો. રસ્તે ચાલતાં તેણે પોતાના અંગરખા પર કેટલીએ જગ્યાએ ધૂળ સાથે મળી જામી ગયેલાં લોહીનાં ધાબાં જોયાં. તેના હોઠ પરથી પણ લોહી વહી રહ્યું હતું. નદીમાં ઊતરી ખોબો પાણી પી, મોં ધોઇ, ફરી, જીવ પર આવી ચાલવા માંડયું. પગમાં પગરખાંયે નહોતાં. શરીર આખું કાદવથી ખરડાઈ

ગયું હતું. કપડા પર જ્યાં ત્યાં લોહીનાં ધાબાં દેખાતાં હતાં–જાણે છાતી પર કોઈએ લોહી ન છાંટયું હોય!

દિવસ નમવા લાગ્યો. પગ એટલા થાક્યા હતા કે એક ડગલું પણ આગળ ભરવાની ના પાડતા હતા. શરીર પણ એટલું થાકયું હતું કે જો વચ્ચે એકાદવાર આરામ લેવા સૂતું તો ફરી કદી ઊઠીને ઊભું થવા ન પામે; છતાં, જાણે જીવનની મહાવિશ્રામ મેળવવાની આશામાં અંતિમ શય્યા તરફ ઉન્મત્તની માફક દોડી રહ્યું હતું. સુરેન્દ્ર એકવાર સઘળી શક્તિ ખર્ચીને પણ લક્ષ્યને પહોંચવા માગતો હતો પછી ભલેને એ માટે શરીરે પણ ગુમાવવું પડે.

નદીના વળાંક પાસે વહાણ જેવું કંઈક દેખાયું. વેલા અને ઝાંખરાઓની વચ્ચે થઈ તે ધીમે ધીમે આગળ વધી રહ્યું હતું. સુરેન્દ્રે બૂમ પાડીઃ "મોટી બહેન!"

પણ શોષથી સુકાયેલા ગળામાંથી પૂરો અવાજ નીકળવાને બદલે લોહીનાં બે ત્રણ ટીપાં બહાર આવ્યા.

ઝાંખરાઓ વહાણની ગતિને અવરોધી રહ્યાં હતાં. સુરેન્દ્ર પાસે આવી પહોંચ્યો.

"મોટી બહેન!" તેણે ફરી સાદ પાડયો.

દિવસભરના ઉપવાસ અને માનસિક કષ્ટને લઈને કલાંત માધવી સૂતેલા સંતોષકુમારની પાસે જ આંખ મીંચી પડી રહી હતી. સહસા પેલો સાદ તેને કાને પહોંચ્યો. સાદ કંઈક જૂનો અને પરિચિત લાગ્યો. માધવી બેઠી થઇ ગઇ. બહાર જોયું, આખું શરીર ધૂળ અને કાદવથી લગભગ થઇ ગયું હતું—"અરે! આ તો માસ્તર સાહેબ છે?"

માધવીએ ખાલાસીઓને કહી નાવ થંભાવ્યું.

સુરેન્દ્રને આંખે અંધારા આવ્યાં. તે તેને ઉંચકીને વહાણ પર લઈ આવ્યાં. આંખ મોં પર પાણી છાંટયું. એક ખલાસી તેને ઓળખી બોલી ઊઠયોઃ "અરે! આ તો આપણા લાલગામના જમીનદાર સાહેબ!"

માધવીએ ગળામાંથી સોનાનો હાર કાઢી તેના હાથમાં મૂકી કહ્યું: "આજ રાત સુધીમાં લાલગામ પહોંચાડો તો હું સૌને આવો એક એક હાર ઈનામ આપીશ." શાંતિના હારે ખલાસીઓમાં ઉત્સાહ પ્રેર્યો. તેઓ તરત તૈયાર થઈ ગયા.

સાંજ પછી સુરેન્દ્રને ભાન આવ્યું. આંખો ખોલી તે માધવીના મુખ સામે જોઈ રહ્યો. આજે માધવીના મુખ ઉપર ઘૂંઘટ ન હતો—માત્ર કપાળનો થોડો ભાગ વસ્ત્ર વડે ઢંકાયેલો હતો. સુરેન્દ્રનું માથું માધવીના ખોળામાં હતું.

કેટલાક વખત સુધી સુરેન્દ્રે તેની સામે જોયા જ કર્યું. પછી પૂછ્યું: "મોટી બહેન તમે જ ને?"

પાલવના છેડા વડે સુરેન્દ્રના હોઠ પર આવેલાં લોહીના ટીપાં લૂછી તેણે પોતાની આંખો લૂછી.

"તમે જ મોટી બહેન ને?"

"હું માધવી છું."

સુરેન્દ્ર આંખો મીંચી અત્યંત મૃદુ સ્વરે બબડયો: "હા, એ જ!"

વિશ્વ સમસ્તનું સુખ સુરેન્દ્ર આજે એ ખોળામાં અનુભવી રહ્યો હતો. તેના મુખ પર આનંદ અને સંતોષનું સરલ ઉજ્જ્વલ સ્મિત ફરકી રહ્યું હતું.

"મોટી બહેન! બહુ જ દુઃખ થાય છે!"

તર–તર છલ–છલ કરતું વહાણુ ઝડપથી આગળ વધી રહ્યું હતું. સુરેન્દ્રના મુખ પર ચન્દ્રના કિરણો રમી રહ્યાં હતાં. દાસી એક તૂટેલો પંખો લઇ પવન નાખતી હતી. સુરેન્દ્રે ધીમેથી પૂછ્યું:

"આમ કયાં જ્યાં હતાં?"

ભગ્ન કંઠે માધવીએ કહ્યું: "પ્રમીલાને સાસરે."

"છિઃ છિઃ મોટી બહેન! આમ તે વેવાઇને ત્યાં જવાતું હશે?"

*

## ૧૦

પોતાના મકાનના શયનખંડમાં સુરેન્દ્ર, મોટી બહેનના ખોળામાં માથું રાખી મૃત્યુ શય્યામાં સૂતો હતો. શાંતિ સ્વામીના બંને પગ ખોળામાં લઈ આંસુથી ધોઈ રહી હતી. પગના જીલ્લાના સૌ ડોક્ટરો અને વૈદ્યોના એકત્રિત પ્રયાસ પછી પણ સુરેન્દ્રના મોંમાંથી વહેતું લોહી અટકાવી શકાયું ન હતું. પાંચ વર્ષ પરના દુઃખાવાએ આજે ફરી ઉથલો માર્યો અને પરિણામે લોહીની ઊલટીઓ થવા માંડી.

માધવીના અંતરની વ્યથા કોણ જાણી શકે? પાંચ વર્ષ પરનો બનાવ તેની નજર સામે તરવા લાગ્યો. તેણે જ સુરેન્દ્રને ઘરમાંથી કાઢી મૂક્યો હતો અને પાછો વાળી શકી ન હતી. પણ પાંચ વર્ષે આજે સુરેન્દ્ર તેને પાછી વાળી શક્યો હતો.

દીવાઓના ઉજ્જવલ પ્રકાશમાં તેણે માધવી સામે જોયું. પગ પાસે બેઠેલી શાંતિ સાંભળી ન શકે એ માટે હાથ વતી માધવીના મુખને પોતાના મોં પાસે ખેંચી ધીમેથી કહ્યું: "મોટી બહેન! તે દિવસે યાદ છે? તમે મને ઘરમાંથી કાઢી મૂક્યો હતો. યાદ આવે છે? એનું વેર લીધું. તમને પણ કાઢી મૂક્યા. કેમ, વેર બરાબર વાળ્યું ને?"

માધવી ભાન ખોઈ બેઠી. બેભાન દશામાં તેનું મસ્તક સુરેન્દ્રના ખભા પર નમી પડ્યું. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે ઘરમાં ચારે તરફ રોકકળ થઈ રહી હતી.

# નવી સાહસ કથાઓ તથા નવી

## બાલ વાતો : બાલ ગીતો






રજની પ્રિન્ટરી • મુંબઇ ૨